શ્રી પરમાત્મા નમઃ

# સંગીત-વીરકુમાર.

## નાટક

બનાવનાર.

**S. K.—શુકલ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચીમનલાલ, અમૃતલાલ. એન્ડ-કો.

અમદાવાદ, નવગજા પીર પાસે, જુનો

માઝનવાડો.

પ્રથમાવૃત્તિ — પ્રત-૧·૦૦

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

કીમત ૦-૮-૦

# અર્પણ પત્રિકા

---

**મહેરબાન શેઠજી સાહેબ વીવીંગ માસ્તર.**

**રા. રા. હરીપ્રસાદ શંકરલાલ.**

આપ સુજ્ઞ, વિવેકી અને ઉદાર વૃત્તિના હોઇ જન મંડળને અનેક રીતે સુખના સાધનો પુરા પાડવા પ્રયત્ન કરો છો તેમજ વિદ્વાન વર્ગને ઉત્તેજન આપી. ગુર્જર ભાષાને ઉત્તમ સાહિત્યોથી ભરપુર બનાવવા જે ઉત્સાહ ધરાવો છો. અને ગરીબ માણસને ઉદ્યોગ ચડાવી તેમનાં બાલ બચ્ચાંનો આશિર્વાદ મેળવો છો વિગેરે વિગેરે અનેક ગુણોથી ભરપુર સદગુણ સાગરની ઉપમાને તુલ્ય આપનું નિર્મળ અંતઃકરણ જોઇ આ લઘુ પુસ્તક આપનાજ ચરણ કમળમાં અર્પણ કરી જગન્નિયંત્તા પ્રભુ આપને કુટુંબ સહ દિર્ઘાયુ અને સુખી રાખે એવી શુધ્ધ ચિત્તે પ્રાર્થના કરૂં છું એજ.

લી. આપનો કરૂણાર્ણવનો નમૃ સેવક.

પ્રસિધ્ધ કર્ત્તા.

**ચીમનલાલ, અમૃતલાલ શાહની**

**કંપની.**

---

# પ્રસ્તાવના.

---

કોઇપણ ગ્રંથ પછી તે નાનો યા મોટો ગમે તેવો હોય તો પણ તેને પ્રસિદ્ધિમાં મુકતાં પ્રહેલાં પ્રસ્તાવના રૂપે થોડા શબ્દો લખવા એવો સર્વ દેશના ગ્રંથકારોનો સાધારણ રીવાજ થઇ ગયો છે અને તે સર્વેનું અનુકરણ કરી આ પુસ્તકને પ્રસિદ્ધિમાં મુકતાં પહેલા પ્રસ્તાવના રૂપે કાંઇક લખવું તે અયોગ્ય ગણાશે નહિ.

દિનપર દિન શાળા મહાશાળાઓની વૃદ્ધિ થવાથી આપણા દેશમાં વિદ્વાન માણસો વધવા લાગ્યા છે અને તેની સાથે પુસ્તકો અને સાહિત્યોનો પણ પુષ્કળ વધારો થવા માંડયો છે આથી દ્રવ્ય વિગેરે અન્ય વિવાદવાળી બાબતોને બાજુએ મુકીને સર્વ કોઇ નિસપક્ષપાતે કહેશે કે આ દેશ વિદ્યામાં દીવસે દીવસે ચડતી સ્થીતીમાં આવતો જાય છે અને તેને અંગે તેને ઘણાં પુસ્તકોની જરૂર છે. જોકે ગુજરાતી ભાષામાં લખાયેલાં પુસ્તકો આજકાલ ઓછા નથી પણ ઇંગ્રેજી અને બીજી સુધરેલી ભાષાઓ સાથે સરખાવતાં તે પ્રમાણમાં બહુજ થોડા છે એમ નિર્વિવાદે સિદ્ધ થઇ ચુકયું છે; તેવે વખતે આ એક નાના પુસ્તકનો વધારો થસે તે પણ જન મંડળ સ્નેહ પુર્વક સ્વિકારવામાં આવશે એમાં શક નથી.

આ પુસ્તકને વારતા રૂપે નહિ લખતાં નાટક રૂપે લખવાનું કારણ એજ છે કે નોવેલો અને વાર્તાનાં પુસ્તકો કરતાં કવિતા અને નાટકનાં પુસ્તકો હાલ થોડાં છે તેમજ તેવાં પુસ્તકો તરફ લોકોનાં મન આકર્શાય છે. વળી રસીક

નાટકો જોવાની પણ લોકોની વૃત્તી વધી પડી છે તેથી નાટક રૂપે અનેક શીખ્યોથી ભરપુર જેમાં સ્ત્રીઓના પતિ પ્રત્યેના ધર્મ, સેવકની સ્વામી પ્રત્યેની વર્તણુક. શુરવીરોની નીર્બળને સ્હાય આપવાની ફરજ, ખરોપ્રેમ, મનુષ્યનું ખરૂં કર્તવ્ય, અને આ જગત્તનાં પ્રાણી માત્ર દૈવ્યાધિન હોઇ તેમના હાથે સારા યા માઠા થતાં કૃત્યોનું દિગદર્શન બનતા પ્રયત્ને કરવામાં આવ્યું છે તે સર્વે સુજ્ઞ વર્ગ સ્વિકારી આભારી કરશે એજ અસ્તુ

લી. કર્તા.

S. K. શુકલ.



# પાત્રો.

| | |
|---|---|
| કનકસીંહ | કનકપુરનો રાજા |
| વીરકુમાર | યુવરાજ |
| ભીમકુમાર | કનકસીંહનો નાનો પુત્ર |
| ચંદ્રસેન | સેનાપતિ |
| નંદશંકર | ન્યાયાધીશ |
| કીશોરસીંહ<br>વીજયકુમાર<br>દેવસીંહ | વીરકુમારના મિત્રો. |
| સુપાત્રસિંહ | ચંદ્રનગરનો રાજા |
| દુર્મદરાય | તેનો પ્રપંચી પ્રધાન |
| અશ્વકુમાર | સુપાત્રસીંહનો નાનો ભાઇ |
| દેવજી | દુર્મદરાયનો ખાનગી નોકર. |
| બાલસીંહ (કઠીઆરો) | કનકપુરના મુખ્ય મંડળીક પૃથ્વીરાજનો કઠીઆરાના વેશમાં રહેલો પુત્ર |
| પ્રભામણી | કનકસીંહની રાણી |
| કમળાદેવી | વીરકુમારનાં પટરાંણી. |
| માલતી<br>ચંદ્રીકા | કમળાદેવીની સાહેલીઓ |

| | |
|---|---|
| કુમુદસુંદરી | સુપાત્રસીંહની રાણી |
| પદ્માવતી | સુપાત્રસીંહની પુત્રી. વીરકુમારની બીજી રાણી |
| અર્વિંદનેણી, લલીના | પદ્માવતીની દાસીઓ. |
| વસંત | પદ્માવતીની દાસી, દુર્મદરાયની રખાત |
| મોહની | અશ્વકુમારની પુત્રી |

સુત્રધાર, નટી, સૈનીકો, બ્રાહ્મણો, લુંટારા, કંચનીઓ, દાસીઓ, સન્યાસી વીગેરે.

**ભાગ્યદેવી**—પ્રાણી માત્રનું ભવિષ્ય નિર્માણ કરનારી દેવી.





# શ્રી નવીન

# વીરકુમાર નાટકનો પ્રારંભ.

## પ્રવેશ. ૧

### મંગળાચરણમાં ઈશ્વર સ્તુતિ.

### સ્તુતી.

ૐ નમો મદ મર્દના (૨)
મદ મર્દના મદ મર્દના. ૐ નમો.
મદ મર્દના પ્રભુ માર હરા તવ શરણુ નમન,
પ્રિય હરણુ ધરા. ૐ નમો.
ચંદ્ર કાન્ત શુભ ભાલ વિશાળે મણિધર માળ,
સુકંઠ હરા. ૐ નમો.
દુર્મતી હરી હર સમતી થકી ભર,
સુજસ સુમન મન હૈય મંરા. ૐ નમો.

**સુત્રધાર**—પ્રિયા પેલાં કિંશુક વૃક્ષપર નજર કરો. સુંદર વસંતીપુષ્પ કેવાં ખીલી રહ્યા છે;

**નટી**—પ્રાણાધીક પ્રિય, એ સર્વ મહાન વસંત રાજાનોજ મહીમા છે. જુઓને પેલું આમ્રવૃક્ષ કેવું સુગંધમય મોરથી લચી રહ્યું છે! ખરે વિરહીના ચીતડાની ચોર અને મનડાની મોર મધુર:સુકંઠી કોકિલાને વસવાનું રમ્ય સ્થાન તો એજ છે.

**સુત્રધાર**—સત્ય કહો છો પ્રિય પ્રાણવલ્લભા, અસાર સંસારને પણ સારરૂપ માનતાં, દુર્જનો શોભીતાં છતાં નિરસ નિસત્વ અને નિર્ગંધ કિંશુક સમાન સમજવા. સજ્જન સંસારને અસાર માની અપકવ આમ્રફળ સમાન ખાટો ગણે છે.

**નટી**—હા પ્રિય, અને તેથીજ જેમ વિહંગો અપકવ ફળને ચાંચ પણ નહિ અડકાડતાં કેવળ પકવ ફળનોજ ભક્ષ કરે છે, તેમ અપકવ ફળ જેવા આ નિ:સાર સંસારને તજી સજ્જનો પરિપકવ ફળ સમાન મિષ્ટ મોક્ષનેજ પામે છે.

**સુત્રધાર**—વાહ વાહ, પ્રિયતમા સજ્જન દુર્જનના સદ્‌ગુણ દુર્ગણ ઘટાવવાની ઘટતિજ ઘટના ઘટાવી. સાબાશ! રમણિય રમણી હવે તો અલંકાર શાસ્ત્રમાં તમોએ પરિપૂર્ણ નિપુણતા મેળવી.

**નટી**—એ સર્વ આપ સરખા ગુરૂદ્વારાજ ને.

**સુત્રધાર**—પ્રિયા હાલ વસંત રૂતુ ચાલે છે માટે વસંત મહીમાનું એક મધુર ગાન કરો એટલે પ્રેક્ષકોનાં મન રંજન થાય.

**નટી**—વાદ્ય સજ્જ કરો, અનુચરી તૈયારજ છે.

ગાયન ૨.

સુખકર ઉપવન વન વસંત રાજ (૨)
ઠારઠાર મન હરણુ ઝરણુ જલ,
તરણુ ધરત શીર નવિન તાજ,
ગ્રહી કુસુમ બાણુ સ્મર ફરત આજ. સુખકર.
રંગ રંગનાં પુષ્પ પર્ણે ધરી,
અંગ રાગ સજી રાત્રિ રાજ,— ગ્રહી–સુખકર.
એશ કેશ કરી શેષ ફણી સમ,
શેયર મળી કર ધરત સાજ.— ગ્રહી–સુખકર.
મધૂર અધર થકી ગાન મધુકર,
કરત હરત વિરહિણીની લાજ;
ગ્રહી કુસુમ બાણુ સ્મર ફરત આજ,
સુખકર ઉપવન વન વસંત રાજ.

---

# પ્રવેશ. ૨

---

ભાગ્યદેવી, દાસી સાથે પ્રવેશે છે.

ગાયન ૩.

ભાગ્યદેવી કીનરી વગાડતાં ગાય છે.

વ્યર્થ કાં શીર તું કુટેરે (૨)
ખચીત નવ વિનય ભાગ્ય પુટે. વ્યર્થ.
રાજા ઝાઝા રાવણુ સરીખા કાળે કયાં ફાવ્યા,

કૌરવ ગોરવ અસ્ત થતાં તે કાળ ચક્ર આવ્યા. વ્યર્થ.
નસીબ ડગલાં બે છે આગે કુલ્યો કાં ફરતું.
અંતે ધર્મે જય થશે એ સત્ય ન વિસરવું. વ્યર્થ.
ધીરજ ધારી વીકટ સંકટ,
પાપે ન પગ ધરતો;
હારણુ થઇ વ્રજ વલ્લવને,
નવ દિવસ દુર કરતો. વ્યર્થ.

**ભાગ્યદેવી**—યત્પુર્વે વિધિના લલાટ લિખિતં તન્માર્જિતું કઃશકઃ અનુચરી, આ જગત્ ભ્રમણમાં ક્રમે કરી રમણ કરતા અસંખ્ય નરોમાંથી આજદીન પર્યંત અસ્તોદયની ઘટમાળના ભોગરૂપ નહિ થઇ પડેલ, એવા વીરકુમારને દુર્દેવના પંજામાં સપડાવવાનો સમય નજીક આવ્યો છે. એ વાત વિસારે તો પડી નથી કે !

**દાસી**—માજી હું એજ વીચારમાં છું.

**ભાગ્યદેવી**—સત્વર સજ્જ થા, એ વીરકુમાર હમણાં અત્રે આવી પહોચશે જોજે કાર્ય કરવામાં વિલંબ ન થાય.

**દાસી**—માજી હું યોગ્ય સમયેજ યોગ્ય કૃત્ય કરીશ. આપ જરાપણ શંકા નહિ.

**ભાગ્યદેવી**—સાબાશ એ તરૂણ કુમારને દુઃખો દધિમાં ગબડાવી પાડી તેનાં સુકોમળ ગાત્ર ગગડાવી પાડી તેના સુખને રગડી નાખી તેના સુખી જીવતરને ધુળધાણી કરતા વિશેષ સુચના કરવી ન પડે.

**દાસી**—બહુ સારૂં માજી. [ ભાગ્યદેવી જાય છે. ]

**દાસી**—ખરે વિધાત્રીના લેખ નિર્માણ થયા પછી

તેમાં તલમાત્ર પણ ફેરફાર કરવા મૃત્યુ લોકમાં તો શું પણ અખિલ વિશ્વમાં કોઇ શક્તિવાન નથી. આ મિથ્યા સંસારમાં અસંખ્ય નરો વિવિધ રીતીએ સુખ સંપાદન કરવા ઉત્સુક હોય છે. લક્ષ્મીના લોભમાં પ્રવર્તેલા અસંખ્ય દ્રવ્યને માટે મથે છે તો ગજગામીની લલનાના સૌંદર્યથી મોહાંધ બની વિષયાંધ થયેલા અસંખ્ય સદ્‌ગુણી સ્વરૂપવાન રંભાનીજ જપ માળ જપે છે. અસંખ્ય વિદ્યાને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે તો અસંખ્યનું ચપળ ચિત્ત કળા કૌશલ્યમાંજ ઠરે છે, છતાં ધારેલી ધારણામાં કંટક વિણુ મારને તો બહુજ થોડા પામે છે. જેમ કંચનને શુદ્ધ થતા પહેલાં વિટંબણાઓ સહન કરી અનેકવાર તવાવું પડે છે તેમ મનુષ્યને પણ શુદ્ધ સત્વગુણી થતાં પહેલાં અસ્તોદયની ઘટમાળમાં ફરી અનેક આધી, વ્યાધી અને ઉપાધી સ્હેવાં પડે છે,

નૈપથ્યમાં—

## ગાયન ૪.

મોટા તણી મરજીને સદાધિન રહેવું,<br>
રૂડાં કે બુરાં શાસનને હાજી હા કરીને રહેવું,<br>
અરે આ ખલકમાં સહુને દાસત્વ એવું. મોટા.<br>
ધરમે ફસાવું જઇને બલા રૂપી અબળા થઇને<br>
રાજા તણા નંદનને આનંદથી હું. મોટા,

**દાસી**—એ શું સુચવે છે; કુમાર વીરકુમાર મૃગયા કરતો કરતો અરણ્યમાં આવી ચઢયો જણાય છે, હવે સત્વર યોગ્ય સ્થાને જઇ ખાટ ઘડું.

## પ્રવેશ. ૩

---

**વીરકુમાર**—શીકારી વેશમાં સરોવરને કીનારે આવી ચડે છે.

**નેપથ્ય**— ગાયન ૫.

મૃગ પાછળ અતિ ફરતાં,
શ્રમિત થાય મમત્વરિત અશ્વ ભારી,
વિજયી મિત્ર વિજય જે
આવી મળે ત્યાં સુધી રહું આંહી.

"
" વાહ આ સરોવર કેવું રમણિયછે ? જળચર પ્રાણી કેવા જળક્રીડા કરી રહ્યાં છે ! ફરતું ઉપવન છે તે પણ આ બ્હાર ઉપજાવે તેવુંછે. નિશંક ઇંદ્રાદિ, દેવતાઓને વસવાનું અનુપમ સ્થાન આજ હશે. વાહ વાહ આ કાસારનાં કમળ મારા ચિતને કેવાં આકર્ષેછે ! એક બાજુ જાણે વિદ્રુપ વરસાવતો હોય તેવો કોયલનો સુસ્વર પેલા આ આમ્રવૃક્ષમાંથી મારી કર્ણેદ્રિયને તૃપ્ત કરે છે. બીજી બાજુ વિહંગ વૃંદનું કિલકિલ કરતું મધુર ગાયન સામેના અશોક વૃક્ષમાંથી સંભળાય છે. આ કૈલાસ સમાન સ્થાનનું જેટલું વર્ણન કરૂં તેટલું ઓછુંજ છે. મારા મીત્રો આવી પહોચે ત્યાં સુધી અહિં તહિ ફરી વિશ્રાંતી લઉં.

ગાયન ૬.

( ફરતો ફરતો )
**વાહ ! વાહ ! અત્ર સલિલસ્થાન રમ્યને રૂપાળું,**

રચને રૂપાળું ખચિત પ્રેમથી હું ત્યાગું-વાહ વાહ

(ઉભો રહીને)

સામે સુંદીર બાગ છે. શોભિત વૃક્ષ અનેક,

દાડમ ઝાડ ઝુકી રહ્યાં, ન મળે ખામી એક-વાહ વાહ.

(આંગળીથી બતાવી)

દીસે છે પુષ્પ સુંદીર જયાંય—(૨)

વળી વંજુલ સ્થળ સ્થળ ત્યાંય-વાહ વાહ.

(ઉભો રહીને)

બેઠાં પક્ષી આમ્રમાં, કેવાં હારોહાર,

જોતાં આ ચિતડા વિશે, ઉપજે હર્ષ અપાર.-વાહવાહ.

(ભાગ્ય દેવીની—અનુચરી આકાશમાંથી વીરકુમાર પર મંત્ર વૃષ્ટિ કરે છે)

**વીરકુમાર**—પણ અરે મારો વામબાહુ કેમ એકા એક ફરકવા લાગ્યો. વળી આશુ! આવા નિર્જન સ્થાનમ ભયંકર અવાજ શેનો! ખરેજ હમણાંજ ધરતી કંપ થવો જોઇએ.

(મીત્રો પ્રવેશ કરે છે)

**કીસોર સિંહ**—વાહ વાહ આ રહ્યા કુમાર શ્રી. સારૂં થયું કે આપણે આ તરફ આવ્યા.

**વિજયકુમાર**—બરાબર આપણી ધારણા નિષ્ફળ થઇ નથી.

**દેવસીંહ**—(કુમાર સામે જોઇને) કુમારશ્રી આપ શા-વિચારમાં છો! મીત્રો જુઓ તો ખરા આ શો ચમત્કાર. કુમાર શ્રી કેમ સ્તબ્ધ દેખાય છે.!

**વીરકુમાર**—અહા મારૂં સર્વાંગ કાષ્ટવત કેમ થતું જાય છે! વયસ્ય વિજયકુમાર ક્યાં હશે! હવે તો આવી પહોંચે તો સારૂં.

**વિજયકુમાર**—શુરવીર વીરકુમાર દીર્ઘકાળથી અમો આવી હાજર થયા છીએ, આપનું મનહર મુખારવિંદ આમ કરમાઈ જતું કેમ જણાય છે!

**વીરકુમાર**—વિજયકુમાર, મને સત્વર નગરમાં પહોચાડો. મારૂં ચક્ષુડોળે ચડતું ચીત સુચવે છે કે હમણાંજ કાંઇ અનિષ્ટ થશે.

**વીજયકુમાર**—દીર્ઘ બાહુ અત્યારે મધ્યાન્હ થયા છે. અને અશ્વ પણ ફરી ફરીને પૂર્ણ શ્રમિત થઇ ગયા છે. તેથી આ રમ્ય સ્થળે થોડીવાર વિશ્રાંતી લઇ પછી નગરમાં જઇએ. તો કેમ! આપ શીતળ વાયુની લહરીઓમાં અલ્પકાળ નિદ્રા લ્યો એટલે વ્યથિત ચિત્તને શાંતિ મળશે.

**વીરકુમાર**—શું અત્યારે મધ્યાન્હ થયો છે! ના ના, ન હોય જુઓને આકાશ ચોમેર વાદળાંથી ઘેરાઇ ગયું છે, વિદ્યુતના ચમક ચમક ચમકારા થાય છે, ગંભીર મેઘની ગર્જના ઘડી ઘડી સંભળાય છે.

**કીશોરસીંહ**—દેવસીંહ ખચિત કુમારશ્રીના મગજમાં વેહેમ રૂપી વાયુ ભરાયો છે નિશ્ચય આ અઘોર રાનમાં પિશાચ દર્શન થયું હોવું જોઇએ. માટે હવે તો સત્વર નગર પ્રતિજ ગમન કરીએ.

"કોઇ ઉગારો, કોઇ બચાવો" ના પોકાર કરતી એક સુંદર સ્ત્રી પ્રવેશે છે.

વીરકુમાર—( સાવધ થઇ ) આ શો અકસ્માત અરે અબળા તું કોણ છે. આમ હૃદયભેદક રૂદન કરવું પડે એવું શું દુ:ખ આવી પડયું છે. આ ક્ષત્રને નીર વીજંએ કહે આકાશ પાતાલમાંથી પણ તારા દુષ્મન ને શોધી ઠાર કરીશ હું સદા ગૌબ્રાહ્મણ પ્રતિપાલક અને અબળા તે રહાય કરનાર કનકસીંહનો કુમાર વીરકુમાર છું. શંકા નહિ કર.

સુંદર સ્ત્રી—મહારાજા મારી કર્મ કથા બહુ લાંબી છે મારા પર દૈવ કોપ થવા માંડયો છે ( નાસવા માંડે છે. )

વીરકુમાર—કહે કહે એવું શું સંકટ તારે માથે ંદરવી પડયું છે.

સુંદર સ્ત્રી—હું રાક્ષસના પંજામાં સપડાઇ છું.

( રાક્ષસી માયાનો પ્રચંડ પુરૂષ પ્રવેશે છે. )

પચંડ પુરૂષ—હાચીત ચોર ચતુરા તો અહિંજ છે. હવે જોઉંછું કે કેમ વશ થતી નથી.

વિરકુમાર—દુરાત્મા દૂર રહે હવે તારો અધ અંબાર પૂર્ણ થઇ ચુકયો છે.

પ્રચંડ પુરૂષ—અરે વળી આ નવું પાપ કોણ છો જણાય છે તો ક્ષત્રી પણ ફીકર નહિ.

પુચંડ પુરૂષ—તું મને રોકનાર કોણ છે, વગર વિ-ચાર્યું વચન વદતાં વિપત્તિમાં આવી પડીશ. માટે વિચાર કર ભવિષ્યમાં પસ્તાવું ન પડે.

વીરકુમાર—વિષયાંધ જોઉંછું કે પસ્તાવું તારે પડે છે કે મારે ( તરવાર ખેંચી મારવા જાય છે. પુરૂષ સુંદર સ્ત્રીને લઇ નાસી જાય છે વીરકુમાર તેની પાછળ દેડવા

જાય છે પણ તેના મીત્રો તેને પકડી રાખે છે. )

મીત્રો—મહારાજ મિથ્યા હઠ નહિ કરો રાન બહુ વીકટ છે જેથી માર્ગ ચુકવા સંભવ છે.

વીરકુમાર—તમો બ્યંડલ છો, બાયલા છો, હું ખરો ક્ષત્રી છું. શું આંખે દેખતાં છતાં આવો અનર્થ થવા દઇશ. બસ મને જવાદ્યો.

ગાયન ૭.

ખરો હોય જો ક્ષત્રી બચ્ચો;
સ્હાય કરે દીનની ભારી–હાં સ્હાય
કષ્ટ કરે શું પાપી પ્રાણી ( ૨ )
અબળા જન કયમ દુખીઆરી–ખરો.
નફ્ટ ઝપટ થઈ કપટ ભરી આ ( ૨ )
વાણી વદો કયમ હિચકારી–ખરો.
સત્ય તજું કયમ કુપથ ભટકવા ( ૨ )
દેહ જાય કદી આ મારી–ખરો.
અસિધરી કર હરહર ભજતાં ( ૨ )
હણું દુષ્ટ નર ભયકારી–ખરો.

દોડી જાયછે. મીત્રો પાછળ જાય છે.

---

## પ્રવેશ. ૪

---

ભાગ્ય દેવીની દાસી પ્રવેશ છે.

**દાશી**—કાર્ય સિદ્ધ થઇ ચુકયું સિંહ મદમસ્ત છતાં જાલમાં બરાબર સપડાયો. ન કેમ સપડાય. ભાગ્ય દેવીના અનુચરો સર્વ સ્થળે બારીક દૃષ્ટિથી જોતાજ ફરે છે.

**આકાશ વાણી**—પ્રાણી માત્રને સુખ દુઃખ દૈવથી નિર્માણ થયેલાં છે તે કોઈ ઉપાયે મિથ્યા થવાના નથી નથી ને નથીજ.

**પ્રચંડ પુરૂષ**—( પ્રવેશ કરીને ) કપટ જાળ બરાબર બીછાવી. સદ્દગુણીને સદ્દગુણ દ્વારા અને દુર્ગુણીને દુર્ગુણ દ્વારા સંકટ રૂપી કંટકની તિક્ષ્ણ આર ભોંકવામાં આવે છે;

**દાસી**—સત્ય છે. વીરકુમાર ચતુર છતાં તેના સદ્દગુણેજ દુઃખ સાગરમાં ડુબ્યો છે. તો પણ ખચિત માનવું કે આ સંકટ સાગર તે વીરને ગાગર સમાન પણ જણાવાનો નથી. અંતે ધર્મે જય અને પાપે ક્ષય એ પ્રમાણે અલ્પ કાળ દુઃખ ભોગવી તેજવીર સુખસાગરની લ્હેરોમાં તરશે, તરશે તો શું પણ સર્વ સ્થળે ફરશે અને રાજ્યાસને બેસી અસંખ્ય દુઃખી જનનાં દુઃખ હરશે.

---

## પ્રવેશ. ૫

---

વીરકુમારના મીત્રો પ્રવેશેછે.

**કીશોરસીંહ**—વીજયકુમાર કનકસીંહ મહાર-જને-શું જતાબ દઇશું! જંગલ જંગલ ભટકીને થાકયા, પર્વતો પર ચડયા અને ખીણોમાં ઉતર્યા પણ કુમારશ્રીની કશી બાળ

મળી નહીં. ઘણાંવ્હેળા અને નાળામાં ફરતાં ફરતાં સૂર્યાસ્ત થયો પણ કુમારશ્રીનો પતો મળ્યોજ નહિ.

**વીજયકુમાર**—હા મીત્ર, મને પણ એજ વીચાર આવ્યા કરેછે. કુમારશ્રી એકાએક કયાં ગુમ થયા હશે. આકાશ ઘનઘોર વાદળથી ઘેરાઇ જતું જણાયછે. કૃષ્ણ પક્ષ છે. જેથી ચંદ્રોદય પણ મોડો થવાનો આ હૃદય ભેદક સમાચાર મહારાજને જણાવ્યા સિવાય પણ કેમ ચાલે ! **बलीयसी केवलं इश्वरेच्छा.** થયું તે થયું ( અંને જાયછે. )

**દેવસીંહ**—(પ્રવેસીને) કીશોરસીંહ અને વીજયકુમાર તો કનક પુર ગયા, પણ મને એકે માર્ગ સુજતો નથી હૈયું ભરાઇ આવેછે, હૃદય ચીરાઇ જાયછે. વિચાર તરંગ તુરંગ વેગે અંતરમાં દાખલ થાયછે. અને તેટલાજ વેગથી બ્હાર થાય છે. ખરે એકજ વિચારે મારા હૃદયમાં વાસ કર્યો છે. મહારાજ કુમારશ્રીની શોધ માટે સૈન્ય મોકલશે તે સૈન્ય સાથે જઇશ, પ્રિયમિત્રની શોધમાં આ પ્રણાર્પણ કરવો પડે તો ભલે મને તેની ચીંતા નથી,

### ગાયન ૮.

મુજ મિત્ર ગુમાવ્યો હારી (૨)
તું સ્હાય કરે શીવ ત્રિપુરારી. મુજ.
ચડતી પડતી જન તણી ઘણી ઘણી,
થાય જગત દુઃખકારી. મુજ.
મળે નહિ વીર મિત્ર, મારે મરવું ખચિત,
થયું ધુળધાણી વિત્ત, થઇ ગુમરૂડી રીત,
હાય મતિ ગઇ હારી. મુજ.

**દેવસીંહ**—કેવી કુમારશ્રીની મોટી મોટી ઉમેદો ! આશા ! આશા ! તેં આ રીત્યે કેટલાને ઠગ્યા ? ! તારી ધુર્તતાનો ક્યાં પાર ! શું વીરકુમારને ફરી મળવાની આશા નિરાશા થઇ ? નહિ નહિ કદી જગનિયંતા એવું અઘટીત થવા દેશે નહિ. ચાલ જલદી જઇ શોધ કરૂં.

---

## પ્રવેશ ૬.

---

વીરકુમાર જંગલમાં પ્રવેશેછે.

ગાયન ૯.

અહા ભવજળ ધી પતી,
જય જગ તારક ત્રાતારે, ભવ જલ ધી પતી.
દુ:ખની સીમ રહી નવ બાકી,
વન વન રખડી ગયો હું થાકીરે. ભવ.
રાય છતાં છઉં રઝળતો, નમળે કિંકર સાથ,
સુંદર સુખકર દુખ હરી, સ્હાય કરો દીનનાથ. ભવ.

**વીરકુમાર** આહાહાહા ! ધર્મ કરતાં ધાડ થઈ. પાપીને દંડ દેતાં મનેજ શીક્ષા થઇ ! અબળાને દુ:ખ મુક્ત કરતાં હું સબળ દુ:ખાર્ણવમાં ગબડી પડ્યો ! જગત ભ્રમણ કેવું અરણુ ફરેછે. ? દીન ને સ્હાય કરવા જતાં મનેજ સ્હાયની જરૂર પડે તેવું થયું. વાહ દીન દયાળ પ્રભુ તારો ન્યાય વેરણુ વંધાતા તેં મારા પર આશો કોપ કર્યો ? ખરે પૃથ્વી પૃથ્વી સત્યનો સમય વીતી ગયો, અસત્યનો વિજય થયો. પણ નહિ. મને ખાત્રી છેકે છેવટે સત્ય તરશેજ. પણ આ

સમયેતો (નૈથ્યપમાં અવાજ થવાથી બોલતો બંધ થાયછે.)

" કોઇ રહાય કરો, કોઇ બચાવો "

**વીરકુમાર**—વળી આશું, કાંતો કોઇ આપતીનો ભોગ થઇ પડતો નિર્બળ નર સબળની મદદ મેળવવા ઇચ્છા રાખેછે. (ગુસ્સાથી) દુષ્ટ તું ગમે તે હો પણ આ ક્ષત્રી વીરની ધારદાર તરશી શમશેર આગળ અલ્પ કાળ પણ ટકનાર નથી.

(કઠીઆરો. પ્રવેશેછે. પાછળ સિંહ પડયોછે.)

**વીરકુમાર**—અરે આતો વિકાળ સિંહ કંગાલ કઠીઆરા પાછળ પડયો છે [ સીંહને મારેછે ] ધીરજ ધર ધીરજધર સાવધથા. ઇશ્વરેજ તારૂં રક્ષણ કરવા મને અત્રે મોકલ્યોછે.

( કઠીઆરો પ્રણામ કરેછે. )

**વીરકુમાર**—તું કોણ છે? માંસા હારી પ્રાણીઓથી ભરપુર આવા વિકટ જંગલમાં કેમ વસેછે?

**કઠીઆરો ( બાલસીંહ )**—વીર હું ગરીબ કઠીઆરો છું. આ જંગલમાંથી કાષ્ટ કાપી નગરમાં વેચી જે કાંઇ પ્રાપ્ત થાય તેમાં મારો નિર્વાહ કરૂંછું પણ આપ મારો પ્રાણ બચાવનાર મહાશય કોણ છો, તે હરકત ન હોયતો આ દાસને જણાવી કૃતાર્થ કરો.

**વીરકુમાર**—( એક બાજુ ) ગમે તેમ હોય, પણ આ નરમાં ઉંચ કુળનું તેજછે. તે કોઇ ઉત્તમ કુળમાં જન્મેલોજ હોવો જોઇએ.

( પ્રકાશ ) હું રાનમાં ભુલો પડેલો ક્ષત્રી છું, સંધાસમય થઇ ગયોછે, કયાં જવું તે સુજતું નથી માટે કોઇ વૃક્ષ

પર ચડી રાત્રી નિર્ગમન કરવા વિચાર રાખું છું.

**કઠીઆરો**—ક્ષત્રીવીર મારી પણ કુટી નજીકમાંજ પેલી ટેકરી પર છે આપના પવિત્ર પગલાં ત્યાં થશે તો દાસ કૃતાર્થ થયો માનશે.

**વીરકુમાર**— ( એક બાજુ ) આવી ઉંચ ભાશા અને ઉત્તમ વીવેક કઠીઆરા જેવી અર્ધ જંગલી જાતીમાં નજ હોય માટે વીશેષ્ય ખાત્રી કરી જોઇએ.

( પ્રકાશ ) નવિન સ્નેહી તારૂં નામ શું ? તારા પીતાનું નામ શું ?

**કઠીઆરો**—મારા પીતા શ્રી કયારે સ્વર્ગવાસી થયા તે હું જાણતો નથી. તેમ માતુ શ્રીએ તેમનું નામ મને કદી કહ્યું પણ નથી. મને તે બાલસિંહ કહી બોલાવતાં.

**વીરકુમાર**—શું ત્યારે તું અનાથછે ? તારા પીતા માતા બન્ને સ્વર્ગવાસી થયાં છે ?

**કઠીઆરો**—હા આર્ય, માતુ શ્રીને ગત થયાં હજી એક વર્ષ પણ પુરૂં થયું નથી મર્ણ કાળે તેમણે મને એક અગત્યની સુચના કરી છે, જે યોગ્ય સમયે પ્રકાશ કરવાથી ફળદાતા થશે એમ માતુશ્રી કહેતાં હતાં.

„ હવે હું પણ કુટીમાં જઇ ભોજન સામગ્રી તૈયાર કરૂંછું આપ ત્યાં પધારો.

**વીરકુમાર**—હું પાછળ આવું છું. તું ચાલતો થા. ( કઠીઆરો જાયછે )

„ કઠીઆરાનું નામ બાલસિંહ ! કેવું આશ્ચર્યજનક તે નામતો રજપુતનુંજછે. વળી તેણે કહ્યું કે “ માતુ

શ્રીની અગત્યની સુચના કોઇ કાળે ફળદાતા થશે. " એનો અર્થ શો ? ખરે આ સર્વ મર્મ વાળી વાત મારા સુભાગ્યે કોઇ સમયે શુભ ફળીજ પ્રાપ્ત થશે એવાં શુભ સુચક ચિન્હો થતાં હોય તેમ લાગે છે.

ગાયન ૧૦.

ધન્ય કૃતિ વિભુ તારી ( ૨ ) દુખ દરીયો ભયકારી;
ભવતાપ ભંજન ભારી-ધન્ય
કષ્ટ નડયું અબળા સુખ કરતાં,
વિપત્તિ સોંપી આપત્તિ હરતાં,
નાહક ડુલ્યો પથ જયના ફરતાં
દુઃખ દરીયે તાપકારી-ધન્ય (જાય છે)

---

પ્રવેશ ૭

---

કનકસિંહની કચેરી

કંચનીઓ—

વારાંગનાઓ— ગાયન ૧૧.

જયજય થાઓરે ( ૨ ) ભય દુખ જાઓરે ( ૨ )
જયજય સિતાપતિ, દિન દિન આપો મતિ,
સુખ આપો કર ગ્રહી, દુઃખ કાપો દીનહરી ( ૨ )
ભજ મન હરી હરી, ભવભય તરી તરી-જય
કનકપુરીના રાજ, સુખકર શીરતાજ ( ૨ )

શુભ દિન શુભ આજ, હરહર કીરતાર-જય.

**કનકસિંહ**—નંદશંકર ( કહી બોલાવેછે )

**નંદશંકર**—આજ્ઞા કૃપાનીધી.

**કનકસિંહ**—પ્રીતમગઢના ઘેરા વખતે પકડાયેલા કેદી ઓની તપાસ વીશે શું કર્યું ?

**નંદશંકર**--છેલો ચુકાદો આપવાની મુદત આજનીછે મહારાજ ઊલટ સુલટ તપાસ કરતાં જણાયછે કે પકડાયેલા તદન નિર્દોશછે. ને ખરા ગુન્હેગાર આપણી હદ છોડી નાશી ગયા છે.

**કનકસિંહ**—જો એમજ હોય તો તેમને નિર્વિઘ્ને મુક્ત કરો. મારા રાજ્યમાં પ્રજાને નેક ન્યાયજ મળવો જોઇએ

**નંદશંકર**—હાર પાળ કેદીઓને હાજર કરો ( કેદી ઓ આવેછે )

**નંદશંકર**—તમો કાયદાથી નિરપરાધી જણાઓછો જેથી મહારાજ તમોને મુક્ત કરવા આજ્ઞા કરે છે.

„ વળી વીશેષ સમાચાર મળ્યા છે કે રાજ્ય દ્રોહી કનકપુરની સીમમાં નાશી ગયાછે. તેઓ જો કદી પકડાશે તો સખતમાં સખત શીક્ષાને પાત્ર થશે.

**કેદીઓ**—અમોને નિશ્ચય હતો કે મહારાજા કનકસિંહના રાજ્યમાં નેકન્યાયજ મળશે. અમોએ કદી રાજ્ય દ્રોહ કરવાનું ઘોર કર્મ કર્યું નથી અને આ જન્મમાં તો શું પણ કોટી જન્મમાં એ અધમ કાર્ય કરવાના નથી. ( કેદીઓ છુટા કરેછે )

( કીશોરસિંહ અને વીજયકુમાર પ્રવેશ કરેછે )

કનકસિંહ—કીશોરસીંહ, વીરકુમાર ક્યાં છે? તારૂં મુખારવીંદ કેમ નિસ્તેજ જણાયછે?

કીસોરસીંહુ—અફસોસ અપરંપાર અફસોસ મહારાજને સમાચાર નિવેદન કરતાં અમારી જીભ ઉપડતી નથી.

કનકસિંહ—બોલો જલદી બોલો મારી ધીરજ રહેતી નથી

કીશોરસિંહુ—મહારાજ કુમારશ્રી જંગલમાં ગુમ થયછે ક્યાં હશે તેનો કાંઇ પતો મળી શકતો નથી

કીશોરસીંહુ— ગાયન ૧૨.

શ્રવણો વાત દુખદ મહારાજ,
આજ એવી બનીરે.
મિત્ર મળી સૌ મૃગયા કરવા,
રાન વિષે વિચર્યાતા ફરવા.
અશ્વ શ્રમિત થતાં વડ વૃક્ષ,
નીચે રહ્યારે—શ્રવણો.
ત્યાં કૌતક ભરી રૂદન તિવ્રથી,
સ્યામા રડતી ઉતરી ગગનથી,
વીરકુમાર વિનયથી સતિ,
સ્હાયે ગયારે—શ્રવણો.
અકસ્માત રાક્ષસ એક આવી,
અમ સરવેને અધિક ડરાવી,
શુરા સિંહ સમ વડીલ,
વીરને હરી ગયોરે—શ્રવણો.

**કનકસિંહ**—**શું** મારો લાડકવાયો કુમાર જંગલમાં ગુમ થયો. હાય! હવે મારા દુઃખી દીવસો કેમ જશે? મારો વ્હાલો પુત્ર ફરી કયારે મળશે!! [મુર્છા પામે છે.]

**પ્રધાન**—મહારાજ આપ સાવધ થાઓ. ઇશ્વર એ વીરનું સર્વ સ્થળે રક્ષણ કરશે. કુમારશ્રી જ્યાં હશે ત્યાં નિર્ભયજ હશે.

**કનકસીંહ**—સેનાપતી ચંદ્રસેન સત્વર તૈયાર થાઓ. હાલ આપણી પાસે જેટલું સૈન્ય હોય તેટલું લઇ નિર્વિઘ્ને વીરકુમારની શોધમાં નીકળી પડો. મારા લાડકવાયા કુમાર વિનાની એક ઘડી પણ મને કોટી યુગ જેવડી લાગે છે. અહા પુત્ર હું તારૂં નિર્દોશ મુખ ફરી કયારે જોઇશ!!

**ભીમકુમાર**—પીતાજી આપ આટલા બધા શોકાતુર કેમ થાઓ છો? લ્યો હું પ્રતિજ્ઞા લઉં છું કે મારા વડીલ બંધુને શોધી ન લાવું ત્યાં સુધી મારે આ નગરમાં પગ ધરવો નહિ. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ વયુ વસે છે ત્યાં સુધી ક્ષુધા તૃષા વેઠીને પણ, જંગલ જંગલ ફરીને પણ, શહેરે શહેર શોધીને પણ, એને આપની સન્મુખ હાજર કરીશ. જો તે આકાશ કે પાતાળમાં હશે તોપણ શોધી કાઢીશ. વળી,

ગાયન ૧૩.

હું પાછો કદીના ફરૂં.
જાન જાય, ભાન જાય,
સાન જાયે, જ્ઞાન જાય, પગ પાછો.
સુખે વિપતિ શીરે ધરૂં. પણ. જાન.

હાં કદી દુઃખો દુધિમાં પડું. પણ. જાન.
હું બંધુ વીરને શોધીને ફરૂં. પણ. જાન.

**કનકસિંહ**—શાબાશ છે મારા બાળ ભીમકુમાર. હું તારી દૃઢ પ્રતિજ્ઞાથી અત્યાનંદ પામ્યો છું.

**વિજયકુમાર**—દયાનીધી અમોને પણ ભીમકુમાર સાથે જવાને આજ્ઞા આપો.

**કનકસિંહ**—તમને પણ ધન્ય વાદ ઘટે છે. કહ્યું છે કે

**जानीयात प्रेषण मृत्यान् बांधवान् व्यसता गमे**

**मित्रचा पटी काले चचर्यां च विभव क्षये**

તે પ્રમાણે આવતી કાલમાં તમો તમારો ખરો મિત્ર-ધર્મ બજાવવા તત્પર થયા તે જોઇ હું પરમાનંદ પામું છું તો પણ તમોને તેમજ ભીમ કુમારને આવા કાર્યમાં પ્રેરવા મારી ઇચ્છા નથી. એ કૃત્ય નિર્વિઘ્ને સેનાપતી ચંદ્ર રાજજ પાર ઉતારશે.

**ભીમકુમાર**
**કીશોરસિંહ**
**વિજયકુમાર** } ના મહારાજ અમારા ઉત્સાહમાં ભંગ કરી અમોને દુઃખી નહિ કરો.

**કનકસિંહ**—ભીમકુમાર તારા વિના મને જરા પણ ચેન પડશે નહિ.

**ભીમકુમાર**—પીતાજી પર દુઃખ ભંજન પ્રભુ સહુ સહેજ કરશે એકવાર આ સિંહને ખુશીથી અહિં તહિં ખેલવા દયો.

**કનકસિંહ**—બહુસારૂ સુખે તમારા ઉત્સાહને પુષ્ટી આપી કાર્ય સફળ કરો.

## પ્રવેશ. ૮

---

### ગાયન ૧૪.

કહો શુરાં કાર્ય આવાંરે, એવાથી શું સરે.
ધર્મ અર્થ અળગાં દે મુકી,
કામ મોક્ષ પર નીરખે થુંકી;
શુભ જીવતર એળે કરેરે. એવાથી
અર્થ સરે કદી આપતણો જો, અનર્થ અન્ય સહસ્ત્ર
તણો તો, કરતાં નવ પાછા ફરેરે. એવાથી
અબળા પર નીજ બળ અજમાવે, ભ્રમીત
ભુત સમ ભમવું ભાવે, કુકર્મે નવ લેસે ડરેરે, એવાથી
સ્વરાજ્ય સોંપ્યું જઇ ખાંતથી, પવન તનુજને
નીજ હાથેથી, કેવળ કાયરતા ધરેરે, એવાથી

**ભીમકુમાર**—સ્થળે સ્થળે ક્ષત્રીઓ કેવા ધર્મ ભૃષ્ટ થતા જાય છે! આપ સ્વાર્થી થઇ પીતા, માતા કે સહોદર નો નાશ કરતા ચુકતા નથી કુસંપથી ધર્મ રાજ્ય ખોઇ બેઠા છે હશે મારે તેનું શું કામ છે.! કરશે તેવું ભોગવશે ઋચિત આકડાના વૃક્ષમાંથા કેરીની પ્રાપ્તી કદી નહિજ થાય રેતી પીલવાથા કદી તેલ નહિજ નીકળે.

**એક સૈનિક**—(પ્રવેશીને) મહારાજ, સૈન્ય તૈયાર થઇ ગયું છે! સેનાપતી આપની રાહ જુએ છે.

**ભીમકુમાર**—હું આવું છું. અહાહા આ કેવો ભ્રાતૃ ધર્મ બજાવવાનો અલભ્ય સમય ઇશ્વર અનુકુળ હશે તો

હું તેમા ફતેહ મેળવીશ. ભ્રાતા વીરકુમારને શોધી કાઢી માતા પીતાને સંતોષ આપીશ કમળા દેવીના સુખ સૂર્યનો ઉદય થશે નગરમાં ઘેર ઘેર મંગળ દીવસ થશે. હે હરી આ કાર્યમાં દાસ તારી સહાય માગે છે શરણુ તારણુ પ્રભુ વ્હારે ચડ જે.

( જાય છે )

સૈન્ય.

કમાન્ડર—ડીસલગારી સેનાકોને બોલાવે છે.

ઑર્ડર શોલ્ડર આર્મ્સ. રાઇટ હેન્ડ સેલ્કટ. રાઇટ ટર્ન. કમેન્સ.

સર્વ— ગાયન ૧૫.

ક્ષત્રી વીર ધીર વીર શસ્ત્રમાં પ્રવિણુ વીર, ( ૨ )
શુરવીર આર્યવીર ધરી ધીર માર તીર; ( ૨ )
શોધનાર ભુપતિ વીર નવ લજાવ માતક્ષીર, ( ૨ )
જાય જો કદાચ શીર છોડના સદાય ધીર ( ૨ )
કષ્ટ જાય સુખ થાય દુઃખ જાય અવનિ માય, ( ૨ )
ક્વીક માર્ચ ચાલ..........એડી માર તાળ,
ડબલ ડબલ ડબલ માર્ચ, ડબલ ડબલ ડબલ માર્ચ
હાલ્ટ.......હોલ્ટ.......હોલ્ટ..........ક્ષત્રીવીર

---

## પ્રવેશ. ૯

---

કમળા દેવીનો મહેલ.

**કમળાદેવી.**—આલી આજે જન્માષ્ટમીછેમાટે, આ-

વા શુભોત્સવ ઉપર કૃષ્ણ રાસ ગાઇએં તો કેમ?

**દાસી**—બાઇ સાહેબ વિચાર અત્યુત્તમ છે. આપની કેટલીક એક સાહેલીઓ હાજર છે. અને બીજીને હમણાં માલતી બોલાવી લાવેછે.

**દાસી.**—એની માલતી, પ્રમુદા કુમુદા માધવી આદી સર્વે શખીઓ ને બોલાવી લાવ. આજે જન્માષ્ટમીનો મંગળ દહાડો છે તેતો તું જાણે છે. માટે વિશેષ્ય કહેવા જરૂર આવો મોક્ષદાયી શુભ સમય કૃષ્ણ ભગવાનના ગુણનું ગાન કરવામાં ગણાય એમ કમળાદેવીની ઇચ્છા છે.

**માલતી**—જેવી આજ્ઞા પણ આચંદ્રીશ બોલાવીને આવની જરૂર છે તે શું! લ્યો તેઓ આ આવી.

**સર્વે**— ગાયન ૧૬.

ભાવે ભેટું કાળા કરૂણા, સાગર કાનરે,
હેતે હરી રસ પાન કર્યું રાધીકાની બાથમાં
પ્રેમે જપું જપમાળ માધવનામનીરે લોલ,
વંદન ચંદન પુષ્પ ગૃહી કરૂં નિત્યરે-હેતે.
મે પલ્લવ પાથરૂં, દર્શન ધો દીનનાથ,
અગર છાટું હુલેથી, સાહેલી સંગાત.
હોંશે આરોપું પુષ્પની માળા કૃષ્ણનેરે લોલ
વિરાજો પ્રીતમ સદાય સુખના ધામરે-હેતે.
વાયુ ઢોળું આપને, રાખુ રૂદયની માંય,
શીતળ વારી પાઇને આરાધુ જગરાય.
પ્રીતેથી રમીએ સુખદ રજની આજનીરે લોલ
**ઇચ્છું નહિ હરી આપ વિના અધીકરે-હેતે**

માલતી.—એનો કૃષ્ણ ગાન તો થયું. પણ આજે શ્રાવણ માસનો ચંદ્ર વાર છે તો શીવ ગાન પણ કરોને કમળાવતી પાપણું અને પાર્વતી પતી મહેશ્વરમાં ક્યાં ભીન ભાવ છે.

ચંદ્રીકા.—માલતી મારો પણ એજ વિચાર હતો. મને ક્યારનું એ મનમાં સળવળી રહ્યું હતું કે કમળા દેવીને કાને આ વાત નાખું પણ સારૂં થયું કે તુંજ બોલી. સાચું કહું તો બાઇ સાહેબ પાસે આપણી જીભતો ઉપડવાનીજ નહિ.

માલતી.—એમ કેમ વારૂં?

ચંદ્રીકા—કેમ શું? એમજ એતો રાજા માણસની વાત છે. કદાચ એક કરતાં બે થાયતો માટે ઠીક કહુંછું.

કમળા દેવી.—એમાં રાજા માણસની વાતશી! એનો આમ તેમ બોલી મારૂં મન દુભાવશોમાં.

એક દાસી.—[ રડતી પ્રવેશે છે. ] હાય હાય બહુ માઠું થયું.

કમળા દેવી.—રડેછે કેમ, એવું શું થયું છે? જે હોયતે ઝટ કહી દેને; મને અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા છે. મારી મતી ઠેકાણે રહેતી નથી.

દાસી.—બાઇ સાહેબ કહેતા જીભ ઉપડતી નથી! પણ...પણ...હાય મારી જીભડીના સહસ્ત્ર કડકા કેમ થઇ જતા નથી! બાઇ સાહેબ સ્માક્ષુખેથી નામોચ્ચાર કરતાં મારી હીમત ચાલતી નથી.

કમળાદેવી.—શું મહારાજના એવા કાંઇ સમાચાર છે? શું દુષ્ટ યવનો નગર પર ફરી ચડી આવ્યાછે?

**દાસી.**—નાના પણ—પણ

**કમળાદેવી.**—પણ બણુ જરા કઈ મુદ્દાની વાત નિર્વિઘ્નએ નિવેદન કર.

**દાસી.**—કુમારશ્રી વીરકુમાર, અકસ્માત જંગલમાં ગુમ થઇ ગયા છે દીન દયાળ પ્રભુ એ શુરાને શુખી રાખે.

**કમળા.**—હાય...હવે...શું થશે ! હે પ્રભુ.

**ભીમકુમાર**-( પ્રવેશીને ) આશું ! હું કેમ સર્વ સ્થળ શોકમય દેખુછું." ભાભી શું ખરી ક્ષત્રીયાણી આવા નજીવા બનાવથી આમ હીંમત હારી જાય કે ? ધૈર્ય ધરો. હું મારા વડીલ ભાઇને શોધ્યા સિવાયપાછો ફરીશ નહિ, એવી મે પીતાજી પાસે પ્રતિજ્ઞા લીધીછે. આનાણું સૈન્ય શોધનાર્થે તૈયાર છે, અને હું આપની રજા લેવા આવ્યો છું, માટે મને ખુશી થઇ રજા આપો.

**કમળાદેવી.**—મારા લાડકવાયા ભીમકુમાર તમારી કાયા હજી સુકોમળ છે વન ઉપવન જોયા નથી, વાઘ વરૂના ભયંકર અવાજ સાંભળ્યા નથી. દુનીઆના દુખથી અજાણ્યા છો. કહો વારૂ તમોને રજા આપતાં મારી હીંમત કેમ ચાલે ?

**ભીમકુમાર**—અરે ક્ષત્રીઓને વન ઉપવનમાં ફરવાનો કે વાઘ વરૂના અવાજ સાંભળવાનો ભય શો ! નાનું પણ સિંહનું બચ્ચું. મારી ઉમર હજી નાની છે ખરી તો પણ નસે નસમાં ક્ષત્રીનું રકત ભર્યું છે. મારા બાહુ વજ્ર સમાન છે. હું ખરો ક્ષત્રી છું. ક્ષત્રી પુત્ર છું. એમ જાણી મને રજા આપો.

**કમળાદેવી**—આ મુખે તે શબ્દો ઉચરાશે નહિ. કુ-

માર શ્રી યોગ્ય લાગે તેમ કરો.

**ભીમકુમાર**—બહું સારૂં હું જાઉં છું નીર્ભય થાઓ ધીરજ ધરો.

( કમળાદેવી સીવાય સર્વ કોઇ જાવ છે. )

કમળાદેવી—હવે મારા દિવસ કેમ જશે ? દૂર્દેવ ? દયા હિન દૈવ તેં આશું કર્યું.

સતી સીતા અને દમયંતીએ વિપત્તિમાં પતીનેજ ભજ્યા હતા અસહ્ય દુઃખ વેઠીને દમયંતી પતીની શોધમાં જંગલ જંગલ ફરી હતી તેમ હું પણ પતી વિનાનું આ સુનું નગર છોડી કાશાયાંબર ધારણ કરી વ્હાલાની શોધમાં નીકળી પડીશ. પ્રાણ વલ્લભ તમો મને એકલી મુકીને કયાં ગયા ? મને સાથે કેમ ન તેડી ગયા.

કમળા દેવી— ગાયન ૧૭.

વ્હાલમ ઘેર વળો અળગી કાં કરો દીનદારા
ઘડી તમ વીણ યુગ સમ જયમ ભાસે પ્રીતમ દગનારા
આપ કયાં મુકી ( ૨ ) છેક કાં ચુકી ( ૨ )
વીરહ વાહ દીલ માય મનંગે જંગ મચાવે છે.
અબળા લજ્જા રસીક નાથ વીણ કોણ બચાવે છે.
દેહ આપ વીણ આ ( ૨ ) કમળ વારી વિણ કયાં ( ૨ )
‘ તુજ વિણ ઘડી જયમ જાય ’ વચન કયાં કયાં વી-
સર્યા પ્રીય પ્યારા૦ વ્હાલમ

---

# પ્રવેશ ૧૦ મો.

---

વીરકુમારના:મીત્રો પ્રવેશ છે.

**વીજયકુમાર**—મીત્ર દેવસિંહ કુમારશ્રીની શોધ માટે જનાર સૈન્ય સાથે આપણે પણ જવું અને મીત્ર ધર્મ બજાવવો, એવો મારો વિચાર છે તમારી તેમાં શી મરજી છે?

**દેવસિંહ**—મારી મરજી! એ પ્રતાપી કુમારશ્રી વિના મને જરા પણ ચ્હેન પડતું નથી રજની દિવસ એ મીત્રનાજ વીચાર આવ્યા કરે છે.

**વીજયકુમાર**—ત્યારે આપણે સજ્જ થઇ સત્વર ઉપડીએ સૈન્ય થોડા સમયમાંજ કનક પુરથી રવાના થવાનું છે.

**દેવસિંહ**—બહુ સારૂં. ચાલો ત્યારે.

( નૈપથ્યમાં અવાજ સંભળાય છે. )

"—સમ્રુર અરે આ તીવ્ર સ્વરથી શોકમય ગાન કોણ કરે છે. આતો કમળાદેવીની માનીતી દાસી ચંદ્રીકાનોજ અવાજ.

**વીજયકુમાર**—હા તેજ પણ તે શું કહે છે.

**ચંદ્રિકા**— ગાયન ૧૮.

બેની પ્રીયે આમ શું રાને સીધાવ્યાં,
મુંકી મહાલય આવાં, ભગવાં ભુડાં શાં ભાવ્યાં બેની
વનશું વનચર થઇને ભમતાં, સ્હેવી પડશે અડધી શમતા
વીર પતી વ્હાલાની સતી કમળા ભગવાં તને કાં ભાવ્યાં

બેની પ્રીચે આમશું શને સીધાવ્યા.

( બોલતાં પ્રવેશ કરે છે )

**દેવસિંહ**—હે; આશું. વિદ્યામુર્તિ, લાવણ્યવતા, કમળાદેવી કાશાયાંબર ધારણ કરી ચાલી નીકળી. શું પતીને શોધી કાઢવા તેં પણ રાજ્ય સુખનો ત્યાગ કર્યો ! વાહ ખરી ક્ષત્રીયાણી ધન્ય છે. સાહબાસ છે કમળાદેવી તને.

**વીજયકુમાર**—દેવસિંહ આપ આશું બોલો છો; પુત્ર વધુના આવા સમાચાર સાંભળતાં મહારાજના અંતઃકરણમાં કારી ઘા વાગશે તેનો કાંઇ વિચાર કર્યો !

**દેવસિંહ**—અરે હા. હર્ષાં વેશમાં આવતાં એતો સ્મરણ સ્થાનમાંથી નીકળીજ ગયું.

**વીજયકુમાર**—ચંદ્રિકા તું અંતઃપુરમાં જઇ માતુશ્રીને આ સમાચાર સત્વર જણાવ. [ એકલો ] અહા જ્યારે આવા સમાચાર દેવી સાંભળશે ત્યારે તેમને કેટલું કષ્ટ થશે.

**દેવસિંહ**—વીજયકુમાર આપણે જઇ મહારાજાને આ વાત જણાવીએ.

**વીજયકુમાર**—બરાબર છે. વીલંબ કરવો નહિ જોઇએ.

( ચંદ્રીકા ગાયન બોલતી જાય છે. )

**ચંદ્રિકા**— **ગાયન ૧૯.**

જાઉં માતાજી પાસે હું સત્ય આજે,
દુઃખદ ખબર આતો ધીરજ હવે શે ધારૂ
વિલંબ હવે નવ છાજે—નાના વિલંબ—જાઉં

**→ પ્રથમ અંક સમાપ્ત. ←**



# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

ગંગા નદીમાં હોડીઓ આમ તેમ ફરે છે.

---

ખલાસીઓ—ગાયન ૧.

(૧) હળવે હળવે હોડી હાંકો,
ભાઇ ભીમજી હારીજી;
(૨) ઝટપટ ઝટપટ જાવાદેને,
ચમ રોકે તું મારીજી,
(૧) જા ગર્દીના (૨) ખસ લુચ્ચીના
(૧) હઠ લુંડીના—હળવે
(૬) ઓ આવી આવી મચ્છી,
મારાભાઇ મારાભાઇ ઝટ ઝાલોજી,
(૨) ઓ સાલી ઓ સાલી;
(૩) મારાભાઇ મારાભાઇ ઝટ ઝાલોજી
(૧) કાં જાવાદે (૩) નહી જાવાદઉ,
(ઝટ ઝાલીલે (૨) આ ઝાલીલઉ
(૧) હળવે હળવે હોડી હાંકો,
ભાઇ ભીમજી હારીજી.

**૧ ખલાસી**—જો જો બીમલા પણે કુણ આવેસે પણે

**(૨) ખલાસી**—અલ્યા ઇતો કોક બાવો લાગે છે બાવો આપણુને માછલાં મારતાં ભાળી જાશે હો.

**(૩) ખલાસી**—બોલોમાં, બોલોમાં, ઇતો કોક બાવી સે બાવી.

**૨ ખલાસી**—નામડું પણે હંતાડી ઘો હમણાં ઇયાં આવસે કમળાદેવી ભગવે વેશે પ્રવેશ કરે છે. (સંતાય છે)

**કમળાદેવી**—જગત તારીણી ભાગીરથી, વંદન કરૂં છું. વાહ વાહ ! તારૂં જલ્ર કેવું સ્ફાટીક સમાન નિર્મળ છે? હજારો યોજનથી જાત્રાળુઓ તારી જાત્રા કરવા આવે છે, તારા જળમાં સ્નાન કરી પવિત્ર થાય છે, દેવી, હું પામર પ્રાણી, તારી સ્તુતિ ગાવાને પાત્ર તો નથી છતાં મારા અલ્પ બાપણને સ્મરણમાં રાખી. મારા પતીનું સદાકાળ રક્ષણ કરજો. બસ એજ મારી ઇચ્છા. માંહીમામ્,માંહીમામ્. માતુશ્રી એક વાર ફરી વંદન કરૂં છું.

**કમળદેવી**— ગાયન ૨.

ગંગે નમું વાર વાર (૨)
અઘ અંધાર થકી તું તાર,
તુજ શરણે આ વાર
પરમ કૃપાળ ગિરી શનાર—ગંગે
શરણ તારણ જગ્ત કારણ
વિપત્તિ હારણ દીનદયાળ;
પશુ પતિ સતિ તારતારતું—ગંગે

(**આમ તેમ જોઇ**)—આ સ્થળે કોઇ જણાતું નથી હું

એકવાર ગંગા સ્નાન કરી મારો દેહ પાવન કરૂં પ્રભુ શી તારી અકળકળા ! તારો મહીમા કાશાંયાંબર ધારણ કરનાર યોગીઓ જાણે છે જો મેં આ વીચીત્ર વેશ ધારણ કર્યો ન હોત તો ખરેખર દુષ્ટ લોકોથી મને ભય થવાનોજ હતો, અરે કમલા, દુખી કમલા, સાક્ષાત લક્ષ્મીનો અવતાર આવી સ્થીતીમાં

ગાયન ૩.

કમળા કદી નહિ દ્રવ્ય વિનાની, દ્રવ્ય વિના આ સમયે
સાથે ચાલે દાસ જનો કયાં ભગવે વેશે ભટકે
કમલા થઈ દુઃખીઆરી, વિભુ હવે તું વ્હારે ધા,
કયાં મળશે મુજ પ્રાણાધાર, પ્રિય પતિ ફરતાં થાકી
સુખ રહ્યું નથી સ્મર સંતાપે દુઃખ સીમા કયાં બાકી
કમલા કદી૦

૨ ખલાસી પ્રવેશ કરીને ) અહો હો હો દેખાણીતી તો વેરાગણ બાવી જેવી અને સેતો કોક મોટા રાજાની રાણી

**કમળાદેવી**—આ વળી અણધારી આપત્તિ આવી. શું મારી વિપત્તિનો અંબાર હજી પૂર્ણ થયો નથી ? વાહ ? વેરણ વિધાત્રા, વાહ !( એકબાજુ ખસીને )પાપી તું કોણ છે ! જલદી ચાલ્યો જા નહી તો હમણાંજ તને યમદ્દવારમાં પહોંચાડી દઇશ. શમજ્યો ?

**ખલાસી**—ઓપરાંડ, બલુકી દીકુસેને શું ? તારાં જમાદારથી કોણ બીવે સે, હું તો હમણાં લઇ જઇશ ને વીલું મોડું થઇ રહેશે.

**કમળાદેવી**—દુષ્ટ બાજુ ખસ, મને તારી સાથે વાત કરતાં પણ શરમ આવે છે, નીચ સંગાતે એક શબ્દ

પણ બોલવાની શાસ્ત્ર કારો મના કરે છે.

**ખલાસી**—ડાહાપણ મેલીને હીંડને મારી હારે ઠીક કઝસું મારી બાપુડી.

**કમળાદેવી**—હું આ કટારીથી હમણાંજ તારો જીવ લઇશ. અધમ સત્ય માનજે કે પવિત્ર સતિ કદી પાપ કૃત્ય કરી આ લોક તેમજ પર લોકના સુખપર પાણી નહિજ ફેરવે.

**ખલાશી**—( બુમોમારી ) અલ્યા બીમલા—માલીઆ ગોગલા આવો, આવો, દોડો, દોડો, મને મારી નાંખ્યો બાપલીઆ ખલાસીનું ટોળું પ્રવેશ કરે છે.

**(૧) ખલાસી**—પકડો રાંડને પકડો. વેશ્યાના કરમમાંજ લખોડો સેને.

**ખલાસી**—આપણે કેવા બધા ફુલ ફટાકીઆ સીહે. ( બધા પકડવા જાય છે )

**ગાયન. ૪**

**કમલાદેવી તથા ખલાસીઓ—**

**કમલાદેવી—**

દુર દુર દુર જાતું, શઠ ભાષે કૃર વચન,
શઠ ભાષે કૃર વચન, ખલપાપી બાલવદન—દુર
પાપી પ્રાણ, ( વચન બાણ ) પ્રાણુતણી થાય હાણ

**ખલાસી**—કદી જો જાન તનથી જાયે, કયમ ઇંદુમુખી તજાય.

**કમલાદેવી**—દુર દુર દુર જાતું, શઠ ભાષે કૃર વચન,

**ખલાસી**—નવ છોડુ નાર શાણી, કયમં બાલે સુજ વચન,

**કમલાદેવી**—દુર દુર દુર જાતું, શઠ ભાસે ક્રૂર વદન,

( હોડીવાળો જોર જુલમથી ભેટવા જાય છે )

**કમલાદેવી**—હું વિકાળ કાળના પંજામાં આવી પડી. અરે પ્રભુ ! અશરણ શરણ પ્રભુ ! હું તારે શરણે છું. ( એવામાં ભીમકુમાર આવી કમલાદેવીને છોડાવે છે )

---

## પ્રવેશ. ૨

---

વીરકુમારને કઠીઆરો પ્રવેશ કરે છે.

**વીરકુમાર**—મીત્ર બાલસીંહ આપણે કોઇ અબળાની જારે બુમો સાંભળી ખરે એ સંકટ જનક પોકારે મારી કર્ણેંદ્રિયને ભેદી નાંખી છે, છતાં અબળા જાતીને દુ:ખ દેવાથી મહાન ઘોર કૃત્ય કરનાર કોણ હતા, અને ક્યાં હતા તે કાંઇ સમજવામાં આવ્યું નહી.

**બાલસીંહ**—હા રાજ, પણ મછીમાર ખલાસીઓએ જોર જુલમથી મછવામાં બેસારેલી કોઇ અનાથ બાળાની એ બુમો હશે; એમ અનુમાન થાય છે.

**વીરકુમાર**—શું, પવિત્ર સંસારને અપવિત્ર કરનાર એવા હરામીઓ અહીં વસે છે. હા શું કરૂં, આ વખત હું તદન નિરાધાર છું ક્ષત્રી છતાં મારા બાહુમાં બળ રહ્યું નથી તો પણ આ વેળા પણ લઉં છું કે યોગ્ય સમય આવે એવા સંસારીને હું પુરી શીક્ષાએ પહોંચાડીશ.

મીત્ર હું પેલા ઘટાદાર વૃક્ષ નીચે જરા નીદ્રા લઉં છું પર્ણકુટી તરફ પાછા ફરતાં મને જાગૃત કરજે.

**બાલસીંહ**—બહુ સારૂ રાજ. [ ચાલ્યો જાય છે ]

**વીરકુમાર**—આ વેળા જો કે મારા સુખનો સુર્ય અસ્ત થયો છે છતાં આકાશનો સુર્ય તો હજી ચડતી કળાએ છે, એટલે શીતળ છાયામાં ઠીક નીંદ્રા આવશે. ચાલ જઇ જરા વામ કુક્ષી કરૂં.

દંડી સંન્યાસી પ્રવેશ કરે છે—

ગાયન ૫.

જાયા જાયા જગમાં જાયા,
ભેખ ધર્યો નર તે જન જાયા,-( ૨ )
ભ્રાતને ભગિની તાતને માતા,
સર્વ સંબંધી સ્વારથ સ્હાયા-જાયા
મિત્ર કે બાંધુ સ્વારથ તાકે,
પુત્ર ઉપાધિ દેહ સુકાયા-જાયા
રામ રટો સહુ રામા છોડી,
ચિત્ત ભજેકા કોમલ કાયા-જાયા
સ્વગ તજાવે નર્ક સજાવે.
કુપ કુબુદ્ધિ દિલમાં લાયા-જાયા
ધુળ પડી આ જગમાં જાયા,
પ્રીત થકી નહિ શંકર ગાયા-જાયા
ઇશ વચન આ શ્રવણુ કરીને,
તેજ કમાયા મુકી માયા-જાયા

( એવામાં વીરકુમાર આવી સંન્યાસીને પ્રણામ કરે છે )

**દંડી સંન્યાસી**—ચિરાયું ભવ, ચિરાયું ભવ, વત્સતું

કોણ છે. બાલક છતાં આવા વીકટ વનમાં કેમ ફરે છે! શું સંસારથી કાયર થઇ વનવાસી થયો છે!

**વીરકુમાર**—નારાયણ હું એક દુખી ક્ષત્રીપુત્ર છું. પેલી ટેકરી પરની પર્ણકુટીમાં વસું છું, મારો મીત્ર કઠીઆરો છે તે પણ ત્યાંજ રહે છે. માટે આપ મહાત્મા ત્યાં સુધી પધારી અમારી પર્ણકુટી પાવન કરો એવી દાસની ઇચ્છા છે. આપને માટે હું વનફળ લાવી આપીશ. આપ ત્યાં રહેજો અને આ દાસને સેવા બતાવી કૃતાર્થ કરશો. પ્રભુ.

**દંડી સન્યાસી**—વાહ, ભાવીક શીષ્ય વાહ, ચાલ આવું છું.

---

## પ્રવેશ ૩ જો.

---

**કમલાદેવી**—અરેરે હવે શું થશે? પતિનો વિયોગ અને અસહાય અબળા, શંકાધીકક છે તને અરે મારા સંગારના તારક મારા હૃદયના હાર, મમ પ્રાણેશ્વર, ડાહ્યા થઇ આપ શા માટે આ સતીને તજી વનમાં જઇ વસ્યા.

કમળાદેવી. ગાયન. ૬

રશીક ના વિચારો રે,
પ્રીતમના વિસારોરે,
ઉત્તમ વીધીથી કરગ્રહીમારો—પ્રી.
આપ નામ નિશ દિન રહુ જપતી.
વીરહ દાહમાં હું રહું તપતી.
વિનતા ઉર મમ ધારોરે—રશીક

**કમળા દેવી**—દીન દયાળ પ્રભુ, દુખ ભંજન પ્રભુ, આ અબળાની વ્હારેથા. આ વેળા તો દુષ્ટ મદ્ભી મારના સપાટામાંથી સુરા ભીમકુમારે દુખી અબળા જાણી છોડાવીછે, તો પણ દીયરજીના સૈન્ય સાથે રહેવા મારી મરજી નથી. કેમકે એ વિજયી વિજય કુમાર અને ભીમ કુમાર મને વ્હેલા મોડા ઓળખશેજ. માટે કોઇ પણ ઉપાયે નાસી તો છુટવુંજ. ( આમ તેમ જોઇ ) આ સમયજ અત્યુતમ છે; સૈન્યની છાવણીથી કેટલેક દૂર હું ગુપ્ત રીતે આવી પહોંચી છું, ચાલ હવે સીધોજ રસ્તો લઉં. વીલંબ થશે તો વળી પાછળ કોઇ શોધ કરતું આવી ચડશે ખરે આતો કોઇ આ આવ્યું ! હવે શું કરવું. કાંઇક યુક્તિ વાપરવી પડશે.

**એક સૈનીક**—( પ્રવેસીને ) તુમ કોન હય ?

**કમળાદેવી**—પરમહંસહે જગન્નનાથજીકી જાત્રા કરને કુ જાતે હય.

**સૈનીક ૧**—અ...છા દુસરા પરમ હંશ જેસા દીખાહય !

**કમળાદેવી**—નહીજી. જગન્નાથજી કારસ્તા કુધર હય ! સૈનીક-હમકુ માલુમ નહિ.

**સૈનીક**—વલો અબ પીછે, એતો ચલ ગઇ હોયગી ઉસ્મે અપન કયાં કરે.

**સૈનીક-બીજો**—વાહ વાહ તુમબી બડા ઉસ્તાદ, જાકે કયા શીર કટવાને કા હય કે કુછ દુસરા.

**સૈનીક-૨**—શીર કયો કાટેગા ઉસ્મે આપની કયા કસુર હે ! જરાનીંદલીઆ ઉસમે ચલ ગઇ એસા બોલેગા.

કેનીક-બીજો—એ સાહી જગ્યાએ દેખો ક્યા હોતી.

કમળાદેવી—આવા નિર્માલ્યો શું કેદમાં રહી ઉજાગરા કરતા હશે? હશે મારે શું! સુભાગ્યે આવેલી છુટી હું મારે સત્વર ચાલતી થાઉં. અસત્ય બોલનારને શાસ્ત્રકારો પાપી ગણેછે. છતાં અમુક વેળાએ અસત્ય ભાષણ કરવાની છુટ પણ શાસ્ત્રમાંથી નીકળે છે.

---

## પ્રવેશ ૪ થો.

---

( મદીરાના શીશા લઇ લુટારા પ્રવેશ કરેછે. )

લુટારો. ૧ લો.—અરે યાર સરાબ જેસી કુચ્છ બસ્તુ સારી જહાનમે નહી હય.

લુટારો ૨ જો—હાં...યાર સચ્ચ હે. લગાવ દોતી ન પ્યાલી લગાવ. લગાવ પીલાવ.

લુટારો-૩ જો—યાર વાહ રંગકા સંગમે મશગુલ હોના ચહીએતો ઇતના છોટા કુછ કામકા નહિ યાર.

લુટારો-૧ લો—આઇએ દોસ્ત.

લુટારો-૨ જો—કેયા ફકકડ હોકે અકકડ ચલતા હે.

લુટારો-૧ લો—( આમ તેમ જોઇ ) તૈયાર હોજા તૈયાર- યાર તૈયાર હોજા, દેખવાં...કોન આતા હય.

લુટારો-૨ જો—કુધરહે, કુધરહે, હમકુ દીખલાવ યાર અધીરાઇસી કુદકા મારી જુએછે,

લુંટારો–૩ જો—કોઇ–ઓરત માલુમ હોતી હે.

લુંટારો ૧–લો—હાં હાં એતો ચેતા હે વોજ

લુંટારો–૨ જો—દેખો યારો અભી બોલના મત.

લુંટારો–૩ જો—કેસા ગંડુ જેસા હે, હુંમ છુપકર રેતાહય લેકીન તુમ કાઇકુ બોલતા હય.

( બધા સંતાઇ જાયછે)

( પદ્માવતી પોતાના માણસો સાથે પ્રવેશ કરે છે ) એટલામાં એક લુંટારો વીસલ મારે છે, એટલે આમ તેમથી ઘણા લુટારા હથીઆર બંધ આવી પદ્માવતીના મ્યાનાને વીંટલાઇ વળે છે.

ચોકીવાળો—ચંડાલ બાજુ ખસ જુએ છે શું !

લુંટારો—બેય, તેરી તો,

પદ્માવતીનો સરદાર—દુષ્ટ મતી, દુરાચારી, વીચારીને પગલું ભરજે આ સુરાના મ્યાનવીણ કૃપાણ પ્રતિ એકવારતો દ્રષ્ટી ફેરવ ! ( તરવાર ખેંચે છે. )

લુંટારાનો સરદાર—એક તો શું પણ તારા સમાન અનેક સમશેર ધારીઓને મગતરાંની પેઠે ચપટીમાં ચોળી નાંખું એવી મારી સત્તા છે. અસંખ્યનેતો ચોળી નાંખ્યા છે, માટે આવું કૃત્ય પ્રધાન દર્મદરાયે મને સોંપ્યું છે. સમજ્યો.

લુંટારો–૨જો—એ મુરખના સરદાર, આ પદ્માવતીને પ્રધાનજીના ભાણેજ કુમુદચંદ માટે હરી જઇ ઇનામ મેળવવું છે. આ આખા સાડાત્રણ માણસ અમને શું કરી શકવાના છે. માટે માની જાઓ અને રાજી ખુસીથી આ-

મ્યાના સાથે કુંવરી અમને સોંપી દ્યો. એટલે નકામાં માંથાં કપાવવાં ના પડે માંથાં.

**પદ્માવતીનો સરદાર**—હાણું જણાશે કે એ સાડા ત્રણ તમારા સહાત્રણુસેને કેમ પુરા પડે છે, માહારાજાનું નીમક ખાઇ આમ લુણ હરામી થનાર ઉપર પ્રભુ રાજી રહે નહિ, માટે જોઇલ્યે. આ સપાટે.

[ લડાઇ થતાં પદ્માવતીને ઉપાડી લુંટારાના માણસો રાખતાં થાય છે. પદ્માવતીના માણસો માર્યા જાય છે. ]

( પદ્માવતીનો સરદાર લડતાં બેભાન થઇ પડે છે તે થોડી વારે સાવધ થાય છે. )

હાય ! હવે શું કરૂં હું આ વેળા મારી ક્ષત્રી વટ સાચવી શકયો નહી.

## ગાયન ૭.

**પદ્માવતીનો સરદાર**—

કયમ કરૂં હરી હવે, ધિરજના જરી હવે,
વ્યથિત ચિન્ત થઇ ભમે, જીવિત દુઃખદ નવ ગમે;
અશક્ય કષ્ટ આશમે, ધિરજ ના જરી હવે.
કલંક ક્ષત્રી શીર જે, મર્ણથી અધીકતે,
અચિત શુક કવી કવે, ધીરજના જરી હવે.

( વીર કુમાર એકલો પ્રવેશ કરે છે. )

# પ્રવેશ ૫ મો.

---

**વીરકુમાર**—( સ્વગત ] ક્યાં હું ! ક્યાં મારો દેશ ક્યાં વ્હાલા પીતા માતા ! અરે પ્રેમીલા કમળા, રશીલી કમળા તું ક્યાં ! પ્રભુ તારી કૃતી કેવી ન્યારી છે, અદભુત છે. અવધુતને પણ ના સમજાય તેવી છે. એક કઠીઆરાના ઘરમાં રહી મારે દિવસ નિર્ગમન કરવા ! શું દૈવ ! તારી એમજ મરજી છે ! હું રાજ્ય પુત્ર, ક્ષત્રી, પુત્ર, દુખ દરિયામાં પડયો છું. તરી તરીને થાકયો પણ સામોપાર આવતોજ નથી, હવે મારી હીંમત જતી રહે છે, જીવ આકુળ વ્યાકુળ થાય છે. જો આ સમયે ગુરૂરાજ દેવાનંદ સરસ્વતિનો સંમિલાપ થયો ન હોત, અને કલ્યાણકારી શુભ ઉપદેશથી મારા વ્યથાથી વ્યગ્ર ચિત્તને શાંત કર્યું નહોત તો ખરેખર આ દુખી પ્રાણુ કયારનોએ પર લોકમાં.

**દેવાનંદ સરસ્વતી**--( જે કયારનો ગુપ્ત રહી સર્વે હકીકત સાંભળતા હતા તે પ્રવેશ કરીને ) વત્સ, પિતૃકુળ દિપક કુમાર, શાંત થા. શોક તજી સાવધ થા. ક્ષત્રી થઇ હીંમત હાર નહીં. શુરા ક્ષત્રીતો સર્વદા કષ્ટ સહનજ કરતા આવ્યા છે. તારા પિતૃ, પ્રપિતૃઓના ચરિત્ર સાંભળ તેઓ કેવાં કેવાં મોટાં સંકટ માથે વ્હોરી મગ્ન રહેતા.

**ગાયન ૮.**

બહુ બાણુ થકી બલમાં લડતા,
પડતા રણુ ધીર રહી રણુમાં.
હણુતાં અરી હામ ધરી મનમાં,

તનમાં ધરી ટેક વસે વનમાં;
હરનામ લહી બહુ મગ્ન રહે,
કર ખડ્ગ ધરી સુખ સર્વ ચહે;
નવ દુઃખ કદિ દિલમાં ધરતા,
હરતા દુઃખ દીન તણાં ફરતા.

માટે શાંત થઇ ધીરજધર હું પેલા નિર્મલકાસારમાં સાયંસ્નાન કરી હમણાંજ આવું છું.

વીરકુમાર—સ્વામી શ્રી પધારો સંન્યાસી નમઃ શિવાયનમઃ શિવાય કરતા ચાલ્યા જાય છે,

વીરકુમાર—ગુરૂજીનું કહેવું અક્ષરસઃ અનુકરણ કરવા જેવું છે. કેમકે મહા નાટકમાં પણ કહ્યું છે કે.

विजेतव्या लंका चरणी तरणी योजल निधि
र्विपक्ष पौलस्त्यो रणभुवि सहाया अकपयः।
तथा प्येको रामः सकल मजयद्राक्ष सकुलं
क्रिया सिद्धिः सत्व भवति महतां नो पकरणेः॥

વીરકુમાર—તેમ હું પણ નિરાધાર છતાં, એકલો છતાં

હીમતથી, બુદ્ધિ બળથી. અને બાહુ બળથી પાર પામીશજ એટલામાં કોઇ દુઃખની બુમો પાડતું સંભળાયછે ) કોઇ બચાવો, કેઇ બચાવો,-આએ નિમકહરામ મારા પીતાના આશ્રિત છતાં, મારૂં બુરૂ ઇચ્છનાર થઇ મને ઉચકી જાયછે કોઇ બચાવો બચાવો.

[ એ લુટારા પદ્માવતી ને લઇને પ્રવેશ કરેછે. ]

વીરકુમાર—દુષ્ટ, નિમકહરામ. ઉભા રહોને કહી તરવાર ખેચેછે લુટારા પદ્માવતીને ત્યાં મુકીને નાસી જાયછે.

**પદ્માવતી**—[ સશરમ ] આ અબળાને દુઃખમાંથી મુક્ત કરનાર આપ કોણ છો [ એમ કહી નીચુ જુવેછે. ]

**વીરકુમાર**—રંભા, હું ક્ષત્રી પુત્ર છું, અબળા તેમ સબળા સર્વને સદા સ્હાય કરનારછું.

**પદ્માવતી**—( બીજી બાજુ જોઇ ) હા. હું પણ ક્ષત્રી પુત્રીજછું અને હજી.

**વીરકુમાર**—રમણી હુ સમજ્યો તમો શું કહેવા ઇચ્છા રાખો છો, ને હજી તમારા લગન થયા નથી એમ કે ?

**પદ્માવતી**—એ...જ પણ હવે થશે.

**વીરકુમાર**—વાહ ? કેવી સ્વરૂપવાન ! રંભા કે ઉર્વશીને પણ લજ્જા પમાડે તેવીજ ( પાસે જઇને ] સુંદરી, મારા સામુતો જુઓ ( પદ્માવતી શરમાયછે. )

ગાયન. ૯

શોભા જુઓ સહુ ન્યાલી ( ૨ )
પ્યારની છબીએ હદવાળી,
જાણું આજનો દિન દિવાળી.
કોકિલ કંઠી શ્યામા ભાળી,
ઉર્વશીથી એ રૂપાળી—શોભા.
મૃગ લોચન મુખ પંકજવાળી,
શુકસમ નાશી કણરી કાળી.
રંભા તુતો પ્રેમની મુર્તિ,
લાગે મુજને વ્હાલી—શોભા.
શાણી તમારા પિતાનું નામ શું !
તમારો દેશ કયો ?

**પદ્માવતી**—મારો દેશ. ? **વીરકુમાર**—હા. તમારા પિતાનો.

।। મારા પિતા સુપાત્ર સીંહ, ચંદ્રનગરના રાજ્ય કરતા છે મને આપ ત્યાં સુધી સુખ રૂપ પહોંચાડશો.

એટલે આ દાશી.......................[ શરમાય છે. ]

**વીરકુમાર**—સદા તમારીજ થશે [ એમજ કેની ]

**પદ્માવતી**—( સલજ્જ ) હા એમજ

**વીરકુમાર**—[ હસીને ] મૃગલોચની, મારો લગ્ન તો થાં છે;

**પદ્માવતી**—એ-મ-કે ભલેને, તેથી શું થયું. ક્ષત્રીને એક કરતાં વધ રે હોવાથી-[ બોલતાં અચકાય છે એટલામાં સંન્યાસી પ્રવેશ કરે છે. ]

**દેવાનંદ**—સિષ્ય આ બાળા કોણ છે? અત્રે કયાંથી આવી ચડી છે.

**વીરકુમાર**—ગુરૂરાજ ચંદ્રનગરના રાજ્ય કરતા સુપાત્ર સીંહની એ નંદિની છે. મેં તેને તેના પિતાનાજ નિમકહરામી નોકરોના પંજામાંથી છેડાવી મારો ક્ષત્રી ધર્મ બજાવ્યો છે.

**સંન્યાસી**—સાબાસ છે તને અને તારી માતાને, ધન્ય છે તારા પિતાને અને પિતૃઓને ચંદ્રકુળના ચંદ્ર ધન્ય છે. તારી સુકૃતિને [ પદ્માવતીને ] પુત્રી, તારા પિતાના નોકરો નિમક હરામ કેમ નિવડયા ?

**પદ્માવતી**—પિતા તુલ્ય સંન્યાશી, હું મારા મામાને ઘરથી પિતાશ્રીના રાજ્યમાં જતી હતી મારગમાં દુષ્ટ કર્મ કરનારા લુંટારા મળ્યા, તેમણે મારા સર્વ માણસોનો વધ ક-

યાં, હાય; (દુખી થઇને ) તેજ લુટારા મારા પિતાશ્રીના નો-કર છે ( સ્તબ્ધ થાય છે, )

સંન્યાશી—પુત્રિ, તને સુખે તારા માત પીતા પાશે પહોંચતી કરીશ તારૂં મન આકુળ વ્યાકુળ થતું હોયતો હીંમત ધર, દુખી નહી થા, [ વીરકુમારને ) સત્વર તૈયારી કર, અને બાલસિંહને પણ બોલાવી લાવ. હવે વિલંબ થવો જોઇએ નહી રાજ્ય કન્યા ગભરાય છે.

કઠીઆરો—( પ્રવેશ કરીને ) વીર વીરકુમાર આ-પને માટે તથા ગુરૂ માહારાજને માટે મીષ્ટ ફળ લાવ્યો છું.

સંન્યાશી—બહુ સારૂ, પણ સત્વર તૈયાર થા, આ રા-જ્ય કન્યાને ચંદ્રનગર પહોંચાડવી છે.

કઠીઆરો—દાસ તૈયારજ છે. રાજ્ય કન્યા કોણ છે ?

સંન્યાશી—ચંદ્રનગરના રાજેંદ્ર સુપાત્રસિંહની કન્યા.

કઠીઆરો—( પદ્માવતીને ) પ્રણામ કરૂં છું, બેન અત્યાર સુધી નમ્યો નથી માટે માફી માગું છું તથા અવિ-નય થયો હોયતો પણ માફી માગું છું.

વીરકુમાર—પદ્મા, પેલી પર્ણ કુટી આપણી છે, ત્યાં ચાલો પ્રભાતમાં ચંદ્ર નગર તરફ રવાના થઇશું.

પદ્માવતી—ક્ષત્રીવીર, આપની પાછલ પાછલ આવું છું. ( સર્વે જાય છે, પદ્માવતી ઉભી રહીને ગાય છે. )

ગાયન ૧૦.

" ઉગારી સતી આસમે તેં હરી.
મ્હેર કરી ઉર સ્નેહ ધરીને,

કરીને પ્રીતિ ચિત્ત (૨)
દુખડાં તેં દળી ઉગારી.
ઇચ્છું વરવા હું વર ભુપતિ,
વશી છે મુજ મન (૨)
મુર્તિ પ્રેમે ભરી. ઉગારી.
હવે પ્રીતે પ્રીતમ કંઠે,
ધરૂં આ પ્રીય મમ (૨)
હાર એકાવળી. ઉગારી.

---

## પ્રવેશ ૬ ઠો.

---

ભીમકુમાર—( કેટલાક સૈનીકો સાથે પ્રવેશ કરે છે ) નિમકહરામ નોકરો, પવિત્ર ભાગીરથી નદીને અપવિત્ર કરનાર નીચ ચાંચીઆ લોકો પાસેથી છોડાવેલી અબળા ક્યાં ગઇ ! આમાં તમારોજ દગો છે, તમોએજ લુણ હરામી કરી છે ( ગુસ્સે થઇ પગ પછાડે છે ]

સૈનીકો—ના માહારાજ, ક્ષમા કરો. અમો નિરપ્રાધી છીએ. આપનું લુણ ખાઇએને આપનુંજ બુરૂ કેમ ઇચ્છીએ.

ભીમકુમાર—જલદી તપાસ કરો ( સૈનીકો જાય છે ) મને પ્રથમથીજ શંક હતો કે બગરે વેશે ભમતાં છતાં તે કોઈ સુલક્ષણી છે, વળી અબળા છે તો ગમે તે પ્રકારે નાસી જશે. ( આમ તેમ ફરતાં ) રખેને તે કમળાદેવી હોય ! તેનું મુખજ કમળાદેવીને મળતું આવતું હતું, જ્યારે

તેની લાવણ્યતા પણ તેવીજ પણ તે કયાંથી હોય ! નાના નજ હોય. હું તેમને છેલી વારનો ધીરજ આપી, મહાલયમાં મુકીનેજ ચાલી નીકળ્યો છું, પણ જો તે કમળાદેવી હોયતો.

## ગાયન ૧૧.

રક્ષણ કરજે જગદીશ હરી, (૨)
રક્ષણ કરજે દુઃખડાં હરજે. રક્ષણ.
તુજ ચરણે નમાવું શિશ પ્રભુ,
મન વાંછીત મંગળ સહુ કરજે. રક્ષણ.
ભવ તારણ ભગવાન સ્હાય કરી,
કમળા સંકટ સહું તું હરજે. રક્ષણ.

એટલામાં સૈનિકો ચાંચીઆ લોકોને લઇ પ્રવેશ કરે છે.

**ભીમકુમાર**—દુષ્ટો તમોએ પકડેલી અબળા કોણ હતી ! સત્ય કહેજો નહી તો આ તરસી તલવારથી સહુના કડકા કરી નાંખીશ.

**ચાંચીઆ**—( નમીને ) માહારાજ અમો સત્ય કહીએ છીએ, તેમના બોલવા પરથી રાજ્યકુળના છે એમ જણાતું હતું.

**ચાંચીઓ રજો**—વળી પતીની શોધમાં નીકળા હોય તેમ પણ લાગ્યું.

( સૈનીકો મછીમાર ચાંચીઆને લઇ જાયછે )

**ભીમકુમાર**—હાય ! અરે એતો એજ, કમળાદેવીજ. નીરાશ ! નીરાશ ! આશા નિરાશ થઇ, શીવ ! શીવ ! શીવ ! હવે મને કાંઇ સુજતું નથી. એક તરફ વડીલ બાંધુ જંગ-

લમાં—બીજી તરફ કમલાદેવી રાજ્ય મહેલ તજી—ઇશ્વર હવે તો સ્હાય કર. હદ થઇ (જાય છે)

---

## પ્રવેશ ૭ મો.

---

સુપાત્રસીહ મહારાજની કચેરી.

ગાયન.

બારોટ—

પુરમેં ઇંદ્ર જેસો, સુરમેં ઇંદ્ર જેંસો,
નુરમેં ચંદ્ર જેંસો, સુપાત્ર ભુપ હે,
બાનમેં કર્ણ જેંસો સાણુમમેં કર્ણ જેંસો.
દાનમેં કર્ણ જેસો, સિહ જેસો નૃપ હે,
હિંમત હે રાજનકી, પંડીતકી કિંમતકી
વાજીકી રમ્મતમેં શુરેસે ભરપુર હેં.
મિત્રોકુ મરાલ જેસો, શત્રુકુ કરાલ જેસો
કવિઓકું કલ્પ જેસો, દાનમેં ચકચુર હે.
સજ્જન હેં સંગતમેં, કિન્નર હેં સંગીતમેં
સુખકરહે અંગિતકો, કિર્તિકો પ્યાર હેં.
કહતહે કવિ કરણુ મલ્લ, રાજન ઓરરંજનહે
દિન દુઃખ ભંજન મેં કૃષ્ણકો અવતાર હે

કંચનીઓ— ગાયન.

પ્રભુ સંગ ખેલત હે રાધીકા (૨)
બનરાબનમેં બંસરી બાજે સુનત હે સખી શ્યામા

મદન બાન પીડા કર તનમેં—પ્રભુ
કુંજ બિહારી રાસ રમત હે ચમકત હે બ્રજબાશી,
ઝાંઝરનાદ ઝમકઝમ ઠમઠમ—પ્રભુ
મૃદુ મૃદુ હાસ્ય હસે મન મોહન, ચોરત ચિત્ત નયનસે
છુમ છુમ છુમ છુમ ઠનનન ઠમઠમ—પ્રભુ [ જાયછે )

**સુપાત્રસિંહ**—પ્રધાનજી!

**દુર્મદરાય**—[ નમન કરી ] આજ્ઞા ખુદાવીંદ.

**સુપાત્રસિંહ**—પુત્રી પદ્માવતી હજી કેમ આવી પહોંચી નહીં હોય! ધારવા પ્રમાણેથી ત્રણ દિવસ વધારે વ્યતિત થઇ ગયા, માટે હવે મારી ધીરજ રહેતી નથી, તમો આજેજ રાજ્યના ચાર માણસને કુંદનપુર મોકલો.

**દુર્મદરાય**—મહારાજ આપ નિશ્ચિત રહો, હું એ વાત અશ્વકુમારને જણાવીશ, અને જો એકાદ દિવસમાં બેન સુખ શાન્તિમાં ચંદ્રનગર આવી પહોંચશે નહિ તો રાજ્યના વિશ્વાસુ નોકરને અશ્વકુમાર રવાના કરશે.

**સુપાત્રસિંહ**—શાબાશ મારા નિમક હલાલ દુર્મદરાય અને બંધુ અશ્વકુમાર તમોએ યોગ્યજ વિચાર કર્યો છે.

**પ્રતિહાર**—માહારાજ, કોઇ દંડી સંન્યાશી અંદર આવવા રજા માગે છે.

**દુર્મદરાય**—આવવાદો.

**દેવાનંદસરસ્વતિ**—[ પ્રવેશ કરીને ) શુભંભવતુ, શુભંભવતુ, રાજેંદ્રદીર્ઘાયુઃભવઃ

**સુપાત્રસિંહ**—નારાયણ, આ આસનપર બીરાજો વીરકુમાર તરફ નજર જવાથી ] આપની સઃ આયુષ ધારી કોણ છે.

**દેવાનંદ**—તવ નંદિની પદ્માવતીને દુષ્ટ લુંટારાના પંજામાંથી બચાવનાર એ ક્ષત્રી મારો શિષ્ય છે.

**સુપાત્રસિંહ**—શું કહો છો ? મારી પુત્રી હરામખોર લુટારાના પંજામાં ! ક્યાં છે વ્હાલી પદ્માવતી.

**દેવાનંદ**—હારાજ. એદુષ્ટ ના પંજામાં સપડાઇ હતી અને આ મારા શિષ્યે નીચ કૃત્ય કરનારનો પરાજય કરી. એને છોડાવી છે.

**પ્રતિહાર**—મહારાજ, બેન પદ્માવતીસ; કોઇ અંદર આવવા રજા માગે છે. " પદ્માવતી તથા. બાલસીંહને "

**સુપાત્રસિંહ**—નિર્વિલંબે દાખલ કરો. [ દાખલ કરેછે ]

**પદ્માવતી**—પિતાશ્રી આ ભાગ્ય હિન પદ્માવતી મા ખુશીના આનંદ અશ્રુથી નાહી આપને મળવા આવી છે.

**સુપાત્રસિંહ**—મમ નયનામૃત [ ભેટીને ] સુખે હવે તારા માતુશ્રી પાસેજા તને જોઇ હું બહુ સુખી થયો છું આ તારી સંકોણ છે ?

**પદ્માવતી**—એ મારા હિત કર ભ્રાતા છે અને પિતા તુલ્ય સંન્યાસીના શિષ્ય છે.

**દેવાનંદ**—રાજ્ય રત્ન, એ કઠીઆરો પણ મારો શિષ્ય છે, મેં પદ્માવતીને તેનાં માતુશ્રી પાસ પહોંચાડવા એને મોકલ્યો હતો, અને હું શુભ સમાચાર નિવેદન કરવા અત્ર આવ્યો.

**સુપાત્રસિંહ**—પ્રધાનજી આજનો દિવસ મંગલ દહાડો ગણી, શહેરમાં સર્વ સ્થળે ઉત્સવ કરાવો. પુત્રી હવે તું તારાં માતુશ્રી પાસેજા ( વીરકુમારને ) ક્ષત્રી વીર, તમે મ્હારી વ્હાલી પુત્રીને દુ:ખ મુક્ત કરી ?

**વીરકુમાર**—હા રાજેશ્વર, આ આપના દાસે ( આ-

વેલા દુર્મદરાય ગુસ્સે થઇ એક બાજુ આવી—દુષ્ટ તેં સર્વ ધારણા ધુળ મેળવી )

સુપાત્રસિંહ—તમો કોણ છો ? ક્યાંના રાજપુત્ર છો ?

વીરકુમાર—દેવ, એ આગળ જણાશે, આવેલા માફ કરો.

દેવાનંદ—રાજ્ય દીપક, ક્ષત્રી કુળ ભાનું, હવેં અમો રજા લઇશું.

સુપાત્રસિંહ—શું કહો છો, સ્વામીજી. હું હવે આપનાથી વિમુખ થઇ શકીશ નહી ( વીરકુમારને ) ક્ષત્રીવીર, તમારૂ નામ શું હરકત ના હોય તો જણાવો.

વીરકુમાર—દાસનું નામ વીરકુમાર છે.

સુપાત્રસિંહ—વીરકુમાર, તમો સદા મારા મિત્ર થઇ રહેજો, મારી સાથેજ રહેજો.

વીરકુમાર—હા પણ ગુરૂરાજ દેવાનંદની આજ્ઞા હશે તોજ.

દેવાનંદ—બહુ સારૂ વત્સ, અત્ર સુખમાં રહી તારૂં કુળ દીપાવજે.

સુપાત્રસિંહ—વીર, માહાત્મા ગુરૂ આજ્ઞા આપે છે, હવે તમારીજ મરજી પુછવાની છે.

વીરકુમાર— ગાયન.

અરજી આધરો નૃપ મમ ધ્યાન.
નીશ દીન કાર્ય રાજ્યનું કરતાં
માનીશ મનથી મહુનયાન.—અરજી.
બાલ મિત્ર મમ બાલસિંહ સહુ,
ભુપતિ સેવા ધરીશ ધ્યાન—અરજી.
સુખકર ચંદનગર શુભ વસીને,

હેત થકી કરૂં હરીનું ગાન—અરજી.
અરજી આધરો નૃપ મમ ધ્યાન,
અરજી આધરો નૃપ મમ ધ્યાન.

**સુપાત્રસિંહ**—ધન્ય છે, ધન્ય છે, રાજ્યવીર હું તમારી અલ્પ વય છતાં, અધિક બુદ્ધિ અને બહાદુરીથી અત્યાનંદ પામ્યો છું, તમો ખરેખરા ક્ષત્રી કુલ દિપક હીરાજ છો [ પ્રધાનને ] દુર્મદરાય, રાજ્ય મહાલય પાસેનું ખાલી હર્મ્ય વીરકુમારને સોંપજો.

**દુર્મદરાય**—મહારાજ, સેવક આજ્ઞા પ્રમાણેજ અનુસરશે.

**દેવાનંદ**—પૃથીવીર ! મારા બન્ને શિષ્ય તુજ રાજ્યમાં વસી, સર્વદા તવ હીતમાં તત્પર રહેશે.

**સુપાત્રસિંહ**—તથાસ્તુ ( ચોપદાર છડી પોકારે છે કચેરી બરખાસ્ત કરે છે,

---

## પ્રવેશ ૮ મો.

---

**દુર્મદરાય**— ગાયન.

હલાહલ વ્યાપ્યું ઝેર હૃદયમાં, ફેર કર્યો તેં તો
ચંડાળ,
મારૂં કાપું તુજને કાંતો, કાંતો કાઢું ચડાવી આળ;
આશા સર્વે કરી નિરાશા, દુષ્ટ દસું પલમાં
તુજને,
તો અવની ઉપર તો ગણજે, ચંદ્રસિંહ સુત તું
મુજને.

લાડકવાયા કુમુદ ચંદ્રને રાજ્ય રત્ન મળવા માટે,
પ્રપંચ ખેલ્યા પણ નવ ફાવ્યો, શીર હવે મૃત્યુ
સાટે;

,, —વળી એક નવું સાલ રાજ્યમાં દાખલ થયું, એક લક્ષ દામનો ખર્ચ કરી માહારાજ સુપાત્રસિંહને શુભ શિક્ષા દેનાર ગૌરીશંકરને પાયમાલ કરી રાજ્ય નિકાલ કરાવ્યો, હજી એક માસ પણ પૂર્ણ થવાને ચાર દહાડા બાકી છે, તે પહેલાં તો આ બીજી આપત્તિ આવી. આ રાજ્યમાં પ્રપંચી શીવાય કોઇનું કામ નહિ, જો એ વીરકુમાર દીર્ઘ કાળ ટકશે તો આપણું તો આવીજ બન્યું. ( ગુસ્સે થઇ પગ પછાડી ) વ્હાલા કુમુદચંદ્રને માટે પદ્માવતી મેળવવાની આશા નિરાશા કરનાર વીરકુમાર જ્યારે હું તારૂં વૈર વાળું ત્યારેજ મને ચંદ્રસિંહનો પુત્ર દુર્મદ જાણજે. ( શાંત થઇ ) પટાવાળા ખુરશી લાવ. ( એ ખુરશી લાવી મુકે છે )

**વસંત**—[ પ્રવેશ કરીને ] પ્યારા, શું વિચારમાં છો !

**દુર્મદરાય**—આ-ઇ-એ દિલોજાન, તારા મોહ પાસમાં કેદી થયેલો દુર્મદરાય સદા તારૂંજ રટણ કર્યા કરે. છે તો પણ...

**વસંત**—પ્રીતમ, એમ શું બોલો છો ? હું તો આપણી ગુલામડી છું. પદ્માવતી સાથે રોકાઇ, જેથી આવતાં રહેજ વિલંબ થયો, એટલામાં તો માયા ઉતારી નાંખી, ( હસીને ] ખરે પુરૂષના હૃદયજ પાશાણવત્ત કઠોર હોય છે.

**દુર્મદરાય**—હા પ્યારી, વ્હાલા ભાણેજ કુમુદચંદ્ર માટે પદ્માવતી પ્રાપ્ત કરવાના અસંખ્ય પ્રયાસ મેં કર્યા, પણ [ ગુસ્સે થઇ ] પેલા દુષ્ટ ગૌરીશંકરની ચતુરાઇથી હું ફાવ્યોજ નહી તેને યુક્તિ પ્રયુક્તિ વાપુરી, માહારાજના કાન ભંભેરી રાજ્યથી નિકાલ કરાવ્યો, તો આ બીજી આપત્તિ આવી. છેલ્લામાં

છેલ્લો ઉપાય પદ્માવતીને રસ્તામાંથી હરી લેવાનો ધારી લુટારા સાથે પ્રપંચ કર્યો, તેમાં પણ હું નિષ્ફળ ગયો, અને પાપી દુ· શચારી વીરકુમારના હાથથી મારા સર્વ માણસો માર્યા ગયાં અને સર્વ યુક્તિ ધુળ મળી. હાય એ વીરકુમારનું વૈર ક્યારે લઇ મારા બળતા હૃદયને શાંત પાડું ?

**વસંત**— [ વિસ્મય થઇ ] પ્રિતમ આપ જેવા શાણાને એ ઘટિત નથી. જો એ વીરે બેન પદ્માવતીને બચાવી ન હોત તો માતુશ્રીને કેટલું સંકટ થાત ?

**દુર્મદરાય**—બસ. બસ. સ્વાર્થ આગળ ઘટિત અઘટિત શું ! શું હવે વીરકુમાર જીવતો રહે ? નહીજ. કદી નહી તેનો તો મારા ખંજરથી વધજ થવાનો.

**વસંત**—ત્યારે હવે છેલ્લા રામરામ, જો એમજ હોય તો, ( ઉઠીને ) હું રજા લઉં છું.

**દુર્મદરાય**—[ એક બાજુ ] ખરી યુક્તિ વાપર્યા શિ· વાય સ્ત્રી જાત માને તેમ નથી. [ ગળામાં હાથ નાંખી ] પ્યા· રી વસંત આમ રીસાઇ તારા પ્રીતમના કોમળ દિલડાને દુ· ભાવતાં કેમ દયા નથી લાવતી ? વસંતરૂપી ખીલતા પુષ્પમાંથી પરાગ ચુસવા આવેલ આ મધુકરનો અનાદર કરી તું ચાલી જવાની ! વસંત તો સદા પરમારથીજ હોય છે, મનહર વ· સંતી પુષ્પ કદી મધુકરનો વિમુખ કરેજ નહી.

**વસંત**—એ સર્વ આપ પદ્માવતી અને વીરકુમારનું અહિત ઇચ્છો છો માટેજ, નહી તો આ વસંત તો દુર્મદની જ છેને.

**દુર્મદરાય**—( એક બાજુ ) બગડી બાજી કાંઇક સુ· ધરતી જાય છે. [ મોઢેથી ] શું આ સર્વ તું સત્ય માને છે, મેં તો પદ્માવતી પ્રત્યેના તારા શુદ્ધ ભાવની પરિક્ષા કરવાને

આ યુક્તિ રચી, ચંદ્રમુખી, તુજવિણુ તેમને ઘડી એક ચ્હેન પડે ? કેમકે

ગાયન.

નચાવી તુજ નયન પ્યારી, કર્યા મમ પ્રાણુ આભારી,
શુદ્ધ છે તારી યારી, જાઉં તુજ ઉપરે વારી,
ગણું છું પ્રાણુથી પ્યારી, ઇચ્છતો નથી અન્યનારી
વધુ શું વદુ હું વિસ્તારી, પ્રેમમય મુર્તિ છે ત્હારી;

વસંત—જો તમારી પ્રતિ શુદ્ધ પ્યાર હોય તો એ દુષ્ટ વિચાર જવા ઘો.

દુર્મદરાય—( હસીને ) વાહ ! હજી એનું એજ કે ! સત્ય કહું છું કે એ સર્વે આનંદ ગોષ્ટિજ હતી, શું તારી પ્રતિ મારો પ્યાર ઓછો હોય ? મને તો આ મનહર મુર્તિએ કટાક્ષ મારી ઘાયલ કર્યો છે માટેજ કહું છું.

ગાયન.

દુર્મદરાય—વાહવા મુર્તિ રૂપાળી શી તારી ( ૨ )
વસંત—( માટેજ ) મોહીછું, મોહીછું પ્યારા.
દુર્મદરાય—મુર્તિ રૂપાળી શી તારી.
વસંત—પ્રિતમ પ્યારા,
દુર્મદરાય—મૃગદ્રગ દારા.
વસંત—મન હરનારા,
દુર્મદરાય—લટકા તારા,
વસંત—ચીત શું વસી છે, છબીલા છબીઆ મારા
દુર્મદરાય--વાહ વાહ મૂર્તિ રૂપાળી.
વસંત—પ્યારા હવે રજા લઉ છું, બહુ સમય વ્યતિત થયો.

**દુર્મદરાય**—ફરી ઇંદુ મુખીના દરશન કયારે થશે.

**વસંત**—પ્રીતમ કાલે ફરી મળીશ.

**દુર્મદરાય**—પ્રીયા એક ચુંબન (ચુંબન કરેછે)

,, —(વસંત ગયા પછી આમ તેમ જોઇ) બસ વસંત ગઇ, સ્ત્રી જાતી શું સમજે કે રાજ્ય પ્રપંચ કેવા છે, જો એ વીરકુમાર જીવતો રહે તો હું આ જગાનો થોડા દહાડાનોજ પરોણો. બસ બસ વીરકુમારનું કાશળતો કઢવુંજ [ ઘડીઆળમાં જોઇ ] કચેરીમાં જવા વખત થઇ ગયો, ચાલ જલદી જાઉં.

**પટાવાળો**—સરકાર. માહારાજા સાહેબ આપને બોલાવે છે.

**દુર્મદરાય**—ચાલ આવું છું, ખુરશીઓ પાસેના રૂમમાં મુક ( જાય છે )

[ વીરકુમારનું એકાંત ભુવન ]

---

## પ્રવેશ ૯ મો.

---

**વીરકુમાર**—કયાં હું રાજય પુત્ર, અને કયાં રાજયનો નોકર, જેની સેવામાં અસંખ્ય કિંકર હાજર રહેતા, તેને આજ કિંકર થઇ સેવા બજાવવી. હે પ્રભુ રાયથી રંક અને રંકથી રાય કરનાર તુંજ છું, હું એકવાર રાયથી રંક થયો ફરી રંકથી રાય કરવા તુંજ પ્રયત્ન કરીશ તો પણ.

**ગાયન.**

દુઃખ પડયું મુજે શીર ભારી,
ગઇહારી હિમ્મત હમારી;

તું ક્યાં મળશે કમળા પ્યારી,
છે દુખ અતિશય ધાકારી.
છઉં રાજ્ય પુત્ર હું દુઃખીઆરો,
ક્યાં ટળશે દુઃખ તણો વારો.
મૃદુ દેહ સુકાયો બહુ મારો,
ક્યાં માત ભીમ શુરો પ્યારો.
લખું પત્ર પિતાને સુખ મલવા,
મમ માત ભ્રભાના દુઃખ દલવા.

" —પ્યારી કમળા, કમળવદનની કમળા ! તારી મનહર મૂર્તી મારી નજર આગળ રમી રહી છે, શી તારી લાવણ્યતા, કમલ નયની કમળા, ગજગામીની કમળા, તારા પ્રીતમ વિના તું કેવા દિવસ નિર્ગમન કરતી હઇશ ! વળી દૈવા વ્હાલાં માત પિતાના મુખપર શોક છાયા ઢળી હશે, આ વીરકુમારના વિયોગથી કનક પુરની પ્રજા, અરે પિતાશ્રી- ની સંતાન તુલ્ય પ્રજા કેટલું દુઃખ ભોગવતી હશે ? હા, પણ ઠીક યાદ આવ્યું હવે કનકપુર પીતાશ્રીને કાસદ દ્વારા પત્ર મોકલું [ પત્ર લખવા બેસે છે ]

અરવિંદનેણી--[ પ્રવેશ કરીને ] [ સ્વગત ) પ- દ્માવતીના પ્રાણ વલ્લભ શું વિચાર કરે છે, લાવજરા આ- ગળ જઇ જોઉં. જરા આગળ જઇ હેં, હેં, પણ મારા જ- વાથી કદાચ શાન્તિનો ભંગ થાય, અને કામ ચુકે, જરા યોભું, શટ મદન મય મુખ કાન્તિ ! સાક્ષાત પ્રભુ મદનનોજ અવતાર હોય તેમ શોભે છે. જો ઇશ્વર ઇચ્છાથી વીરકુમાર સમ કુંદનમાં પદમાવતી સમ રત્નનું જડતર થાય, તો શો- ભામાં શી મણા ! કૌમુદિચંદ્ર હોઈ તેજ હોય છે તેમ.

ગાયન.

કેવી નમણી છે ખમણી આ મુર્તિની સુરતી,
વ'હુ કામથી કામણગારી,
તારકચ'દ્રથી શોભે સદા જયમ,
શોભે પ્રિયા થકી પ્યારા. કેવી.
પ્રેમે થકી કદી રત્ન રૂપાણું,
કુ'દન સ'ગે સ'ધાય,
હર્ષ અતિ ઉભરાયે સતિ ઉર,
જય જય મ'ગળ થાય. કેવી.

વીરકુમાર—કોણ અર્વિ'દનેણી.

અર્વિ'દનેણી--હા ક્ષત્રીવીર દાસીજ.

વીરકુમાર—અત્યારે કેમ!

અર્વિ'દનેણી--વિશેષમાં શું કહું! લ્યો આ પત્રી.

વીરકુમાર—લાવ જોઉં કોની છે?

અર્વિ'દનેણી--આપની પદ્માવતીનીજ તો.

વીરકુમાર—શું પદમાવતીની પત્રી છે? મારા સરેખું કામ હશે તો દાસ કૃતાર્થ થયો સમજશે.

અર્વિ'દનેણી--રજા લઉં છું. પ્રત્યુતર ખુબ વિચાર કરીને લખજો, હું ફરી સાયંકાળે આવીશ.

ગાયન.

લેજો આ સ્વીકારી પત્ર પ્યારારે, પ્રિય મારારે.
તમવિણુ આ દાસી છે એવી,
ચ'દ્રવિનાની ચકોરી જેવી,
તલસું સદા પ્રિય મારારે. લેજો.

વૃક્ષ વિના નવ હોએ વેલી,
આપ વિના આ દાસી ઘેલી,
તમદૃગ મમદૃગ તારારે. લેન્ને.

વીરકુમાર--હવે શું ઉપાય ! ખરેખરૂં ધર્મસંકટ, હા, પાડયા વિના ચાલે કેમ ! પદ્માવતીની કોમળ કાયા કાચા તાંતણે બંધઈ છે, હું બચાવું તો બચે. વળી કમલવદની કમલા શું માનશે. એ પ્રિયતમાની આજ્ઞા શિવાય પદ્માવતીને પણ હા કેમ પડાય ! 'નહી વરૂ' એ કઠોર વચન મૃગના મૃદુ શરીરમાં વાગેલા શરની માફક તે કોમલાંગીનું હૃદય ભેદી નાંખશે. શીવ ! શીવ ! શીવ ! ચિત્ત ચકડોળે ચડે છે, શરીર કંપે છે. ચાલ દુઃખી જીવ પ્રાઇવેટ રૂમમાં જઈ શું લખવું તેનો વિચાર કરૂં [ જાય છે. ]

## પ્રવેશ ૧૦ મો.

( કેટલાએક વાણીઆ પ્રવેશ કરે છે. )

૧ વાણીઓ—હે આદીનાથ, હે પારસનાથ, હે માહીશર સ્વામી, અમારા સામું નજર કરો, નજર કરો,

૨ વાણીઓ—અ-રે-પરેમચંદભા, પારસનાથતો ઉંઘી ગયા છે ઉંઘી નાકે વળી આવું હોય ! અંધારૂં અંધારૂં, ચારે કોર રાજ્યમાં અંધારૂં.

૩ વાણીઓ—અડે લાલાભા, કંઇ ખબડશે ખબડ નવી ?

૨ વાણીઓ—વડીશું ના કાંઇ ખબડ નથી.

૩ વાણીઓ—અડે આપડા રાજાના પડધાન દુડમદરાય તો હવે થોડા દાડામાં રાજનો ધાણ કાઢી નાંખશે.

૧ બ્રાહ્મણ--[ પ્રવેશ કરીને ] શીવ, શીવ, શીવ, આજકાલ કેવો વખત આવતો જાય છે ! ખચિત હવે તો

આપણે તો કળીકાળ આવ્યો નગરમાં ઉડતી વાત સાંભળી છે કે મહારાજાનો દુષ્ટ પ્રધાન દુર્મદરાય પેલા બહાદુર વીરકુમારને, રાજ્ય નિકાલ કરાવવા અથવા તો ઠાર મારવા અનેક પ્રપંચ કર્યા કરે છે.

૨ બ્રાહ્મણ—કેમ, આદિતરામ પંડ્યા શું વાત ચાલે છે!

૧ બ્રાહ્મણ—એતો એના એજ આપણી સર્વની કર્મ કથા,

૨ બ્રાહ્મણ—હવે સુપાત્રસિંહ જેવા સુપાત્ર રાજા આવા દુષ્ટની કપટ જાળમાંથી ક્યારે મુક્ત થશે!

૧ બ્રાહ્મણ—જ્યોતિષ જોઇ નક્કી કર્યું છે, પાપનો ઘડો પરિપૂર્ણ ભરાશે, એટલે ઇશ્વર સઉ સારા વાનાં કરશે.

૨ બ્રાહ્મણ—એતો ખરૂંજ તો.

( કેટલીએક સ્ત્રીઓ પ્રવેશ કરે છે )

**એક સ્ત્રી**—હાય મારી એકની એક દીકરીની લજ્જા લુંટવા પેલો પાપી દુર્મદરાય આજે આવ્યો હતો, જો તરૂણ વીરકુમાર આવી પોંહોંચ્યા ન હોતતો અમારા ઉંચ ઘરની લજ્જા લુંટાત

**બીજી સ્ત્રી**—ઇશ્વર એના એકના એકવીસ કરે.

[ કેટલાએક કણબી પ્રવેશ કરે છે ]

**એક કણબી**—ગજબ, ગજબ,

**બધા સાથે**--શો ગજબ, શો ગજબ!

**એક કણબી**--મારા એકના એક જુવાન દીકરાને પાપી પ્રધાને મારી નંખાવ્યો.

**બધા સાથે** -શા માટે? શા માટે!

**એક કણબી**—અરે થોડાં નાણું ન આપ્યાં તે માટે. લુચ્ચા લાંચ ખાઉ તારૂં ભગવાન કેમ રૂડું કરશે.

( કેટલાએક જણુ રડતા રડતા પ્રવેશ કરે છે. )

ગાયન.

હાય ત્રાહે ત્રાહે છે બધા ગામમાં,
નીચ લુંટે છે લાજ, નીચ લુંટે છે લાજ;
—હાય,
રૂવે શેઠ સહુકાર ત્રાસથી, રૂવે બીચારાં રાંક,
—હાય
ભોગ લાગ્યા તે આવ્યો પાપીઓ, કરે કુડા એ કામ.
—હાય.
આગ લાગો તારા રાજ્યમાં, નીમ્યા પાપી
પરધાન—હાય,
હાય પાપી દિવાન, હાય પાપી દિવાન, હાય
પાપી દિવાન—હાય,
( સ્ત્રીયો છાતી કુટે છે ) હાય ત્રાહે ત્રાહે છે
બધા ગામમાં.

( બીજો અંક સમાપ્ત. )





# અંક ત્રીજો.

## પ્રવેશ. ૧ લો.

પદ્માવતીનો મહેલ.

પદ્માવતી—અર્વિંદનેણી, સાહેલીઓ ક્યારે આ-વશે? પછીતો બહું મોડું થશે.

અર્વિંદનેણી—હમણાં આવવી જોઇએ, મેં કહેવરાવ્યું છેતો ક્યારનું એ અને સહુ જાણેછે કે આજે પદ્માવતીનો જન્મો ઉત્સવછે. [ એટલામાં ]

( પદ્માવતીની દાસીઓ ગાતી ગાતી પ્રવેશ કરેછે. )

ગાયન.

આજ છે અધિક ઉર.
આનંદ નંદ ઘર ઉત્સવદિન જેવો,
નંદ ઘર ઉત્સવ દિન જેવો,
જન્મ જયમ વલ્લવ. પતિ એવો—આજ
એની પદ્માવતી રતિથી નમણીનો કેવો,
શુભ દિવસ છે વર્ષ ગાંઠનો.
મંગળ કર એવો—આજ

પદ્માવતી—( ચાલો આપણે એક ગરબો ગાઇએ )

ગરબો.

શીમનહર કૌમુદી શુભ ખીલી રહી (૨)
ખીલી રહી નભે ખીલાવી રહી–શીમનહર
શુખકર દિનકર અસ્ત થઇ, ઝળક્યો ચંદ્રપ્રકાશ,
કેશવ સંગે ખેલવા, રાધા ઉત્સુક ખાસ.
મૃદુમૃદુ હાસ્યથી, સુપ્રીત બાણુ ભાષ્યથી;
પ્યારનો પ્રવાહ નિત્ય જાય છે વહી–શીમનહર
ઝાંઝરનો ઝમકારને, સાડીનો શણુગાર,
કમલવદનને નીરખું, કોટે કુંદનહાર.
રમી રમી રંગમાં સુસંગના તરંગમાં,
પ્રીત રીતનો પ્રભાવ, પ્યારની મહી–શીમનહર

અર્વિંદનેણી—( એક બાજુ ) હવે જરા પદ્માની પરીક્ષા જોઉં, સમય બરાબર છે. પાસે જઇ બેન પદ્માવતી મેં પેલી વાત માતુશ્રીને જણાવી હતી.

પદ્માવતી—પેલી વાત કઇ ?

અર્વિંદનેણી—કઇ કેમ ! તમો કાલે દંપતિના વિયોગનું ગીત ગાતાં હતાં તે વાત, મદન વેદનાનીજ તો.

પદ્માવતી—દંપતિનો વિયોગ શો ? અને મદન વેદના શી ! એવી વાત તો તું જાણે, મારી પાસે કાંઇ વધારે પડતું બોલીશ નહી, હા, નહી તો લાત ખાઇશ લાત.

અર્વિંદનેણી—એ તો બધું ઠીક, મારૂં કયાં અજાણ્યું છે.

પદ્માવતી—( એક બાજુ ) જો વ્હાલા માતુશ્રીએ એ વાત જાણી હોય તો યોગ્યજ થયું; નહી તો મારે પો-

તાને વ્હેલા મોડાં શરમ છોડવી પડત. હવે તો મદનનું દમન સહન થઇ શકતું નથી. (દાસીઓને) બેનો, હવે સમય બહુ વ્યતીત થયો છે માટે તમો જાઓ. હું પણ શયન ભુવનમાં નિદ્રાવશ થાઉંછું. (દાસીઓ જાય છે.) (આમતેમ જોઇ)

વ્હાલા વીરકુમારનો પત્ર હવે વાંચી જોઉં. (વાંચે) હાશ હવે નીરાંત વળી, દર્શનાભીલાષી દાસીને વ્હાલમનાં દર્શન હમણાંજ થશે. હં (પત્ર ફરી જોઇ)

**ગાયન.**

હાં આજે આનંદ આનંદ મનછાયોરે,
પ્યારો પ્રેમીલો હાથમાં આવ્યો,
જીવ મમતલસે મળવા પ્યારા,
ક્યારે મળું હું જીવનહારા,
ભુપતિ પતિ મન ભાવ્યો—હાં.

અર્વિંદનેણી—(પ્રવેશ કરીને) પદ્મા, પદ્મા. વીરકુમાર પધાર્યા.

પદ્માવતી—હેં ક્યાં! ક્યાં!

**ગાયન.**

પદ્મા-વ્હેલા વ્હેલા વેગે ધાઓ વાલમાં,
દીન દાસી પ્રીતીને પ્રકાશી, ઉભા પ્રેમ જાળમાં
વીર-(નૈપથ્ય)-વર્ષા રૂતુના વાંદળાં, જ્યમ ઘેરે શશીરાય,
ત્યમ ત્યમ રાત્રી શરદવીશે અધીક પ્રફુલીત થાય.
પદ્મા-મોહના મોહનજી શાને મનાવો છો,
વીર- રસીકા રસીલાથી શાને રીસાવો છો બેટી

વ્હાલમાં—મ્હેલા.

પ્રેમ પાત્ર કંચન તણું, મદન રસે ભરપુર,
પદ્મા-કરગ્રહી પ્રીતમ સ્નેહથી પીવા હું આતુર.
પ્રીતી પ્યાલી ઢાલી કાં સુચાવો છો,
વીર-પ્રેમ ઘેલી વાણીથી બનોવો છો-ભેટી વ્હાલમાં.

## પ્રવેશ ૨ જો.

( કમલાદેવી પ્રવેશ કરે છે. )

**કમળાદેવી—** **ગાયન.**

અરે હાય હાય હવે શું થશે,
પતિ મુજ પ્યારા કયાંરે હશે;—અરે.
રખડી બહુ આ રાનમાં શીતળ થયાં સહુગાત,
મેલવ પ્રિય પતિ માહરા, જગન્નાથ જગ તા·
ત—અરે
સૃષ્ટિ સરજન હાર, હું નમી નમી લાગું પાય.
મ્હેર કરો આ સતિ પરી, શ્રીપતિ કરીને સ્હા·
ય—અરે.

**કમળાદેવી**—સ્થળે સ્થળે ફરી ફરીને થાકી, તોપણ હજી પ્રાણવલ્લભની કશી ભાળ મળી નહિ. હવે નજીકમાંજ ચંદ્રનગર છે ત્યાં જાઉં.

**(નેપથ્ય)**—જો એ બીચારી પદ્માવતીને આર્ય વીર કુમારે બચાવી ન હોત તો ખચિત સંકટ પામી પામીને મરી જાત.

**કમલાદેવી**—અરે મારા પ્રિતમના નામનો ઉચ્ચાર કોણ કરે છે. ( આમતેમ જોઇ ) પેલા માર્ગપર કોઇ યાત્રાળુઓ જતાં જણાય છે, ચાલ તેમને જઈ ચંદનગરનો માર્ગ પુછું. [ જાય છે. ]

**દુર્મદરાય**—[ પ્રવેશ કરીને ] આ એકાંત સ્થળ ઠીક છે, અત્ર કોઇ આવી ચડે તેમ નથી, પ્રાણપ્રિયા વસંતનો પત્ર વાંચી જોઉં.

પ્રાણવલ્લભ હૈયાના હાર દુર્મદરાય.

આપણી ગુપ્ત પ્રીતિની અને ખાનગી સહવાસની માહારાજને કાને વાત પહોંચી છે, વળી પદ્માવતીનું અહિત ઇચ્છી લુંટારા સાથે પ્રપંચ રચનાર આપજ હતા એવી વાત વીરકુમારદ્વારા માહારજને મળી છે, આનું પરીણામ શું આવશે તેની મને તો કશી ખબર પડતી નથી. આપ સુજ્ઞ છો એટલે યોગ્ય ઉપાય શોધી કાઢશો. એજ.

**લી. દાસી વસંત.**

**દુર્મદરાય**—અરે આ શું! વસંત લખે છે કે તમારા કૃત્યની રાજાજીને જાણ થઇ છે, શી ફીકર છે, વળી કાંઇ નવો પ્રપંચ શોધી કાઢીશ. વીરકુમાર, યાદ રાખજે કે તારૂં કાસળ કાઢતાં દુર્મદરાયને—

**વીરકુમાર**–(વીરકુમાર ગુપ્ત રહી સાંભળતો હતો તેથી એકદમ પ્રવેશ કરીને પત્ર હાથમાંથી ખુંચી લેતાં, લેતાં, હા, હવે નવો પ્રપંચ તૈયારજ છે. ભોળા ભુપતિને ભરમાવનાર લુણ હરામી, તારા પાપનો ઘડો પૂર્ણ ભરઇ રહ્યો છે માટેજ હું ઇશ્વર ઇચ્છાથી ફરતો ફરતાં અત્ર આવી ચડ્યો.

**દુર્મદરાય**—સારૂં થયું કે તું પણ મને એકાંત સ્થળમાંજ મળ્યો, ચાલ મારી સાથે દ્વંધ યુદ્ધ કર નહી તો આ ઘડી તારો શીરછેદ કરીશ.

**વીરકુમાર**—(તરવાર ખેંચી) લે આ યુદ્ધ [ બન્ને જણાની લડાઈ થાય છે ]

**સુપાત્રસિંહ**—[ કેટલાએક જાસુસો સ:આવી પહોંચે છે ] જાસુસે બાતમી બરાબર આપી, સુભાગ્યે વીરકુમાર પણ હાજરજ છે.

**દુર્મદરાય**—હાય, હવે મારૂં આવી બન્યું.

**સુપાત્રસિંહ**—નિમકહરામી, તારા દુષ્ટ કર્મના બહુ પત્રો મારા હાથમાં આવ્યા છે. ( પોતાના નોકરોને ) દુર્મુખને નિર્વિલંબે કારાગૃહમાં લઈ જાઓ. [ લઇ જાય છે. ]

---

## પ્રવેશ ૩ જો.

---

કમલાદેવી બગીચામાં પ્રવેશ કરે છે.

કમળાદેવી-- ગાયન

ખરે સુખકર સમીર વહે, (૨),
વન ઉપવનને પુષ્પ લતામાં;—ખરે.
વહી વહી ધીરે શું કહે (૩) ખરે
વામ અંગ મુજ ઘડીઘડી ફુરકે.
પ્રિય પ્યારા હવે તો મળે, (૨)
દીન દારા ઉભી છે અરે.—ખરે.

વીરકુમાર—શિકારી પોશાકમાં પ્રવેસ કરે છે.

„ —અરે આ કાશપાંબરધારી, નવયૌવના સુંદરી કોણ હશે ? ( પાસે જઇ ) સુંદરી આપ કોણછો ! હમણાં શું ગીત ગાયું ?

કમલાદેવી—આપ મને અપરિચિત્તને પ્રશ્ન કરનાર કોણ છો ?

વીરકુમાર—સ્હેજ પ્રશ્ન કર્યો, સતી ગુસ્શો નહી કરતાં, હું ગૌ બ્રાહ્મણ પ્રતિ પાળ ક્ષત્રી કુમાર છું. (એક બાજુ) અરે મુખાર્વિંદતો કમલા દેવીનુંજ છે, પણ વિશેષ ખાત્રી કેમ થાય?

કમલાદેવી—શું આપ ક્ષત્રી કુમાર છો ! (સામું જોઇ વિચાર કરી ) પરમ પ્રિય પ્રાણધાર વીરકુમાર તો નહી ?

વીરકુમાર—હા હા પ્રાણ વલ્લભા આપનો વિયોગી, દુર્ભાગી, પ્યારોજ ( બંન્ને ભેટી પડેછે )

કમલાદેવી ગાયન.

હવે નવ: છોડુ મારા નાથ (૨)

હું વદું આ સત્ય વચન.—હવે ( વીરકુમાર—
ઠીક ઠીક )

( ઠીક શું! ) પરહરી પ્યારી, રમણી નારી (૨)
( „ —એમ હોય કે! )

( હા એમજ ) દયા તજી દીલ થકી નાથ (૨)
( „ —કદિ નહી ) હવે

સુખ કર દારા, જીવન મારા ( „ —અમૈત )

પ્રિય ઇચ્છું તમ સંગાત, વીરકુમાર. હવે
પ્રિય રાખુ હૃદયની સાથ-હવે.

કમલાદેવી—પ્રાણધાર, આપ ક્યાં છો?

વીરકુમાર—પ્રિયા, હું ચંદ્રનગરના માહારાજનો નિમકહલાલ નોકર થઇ રહ્યો છું. રાજ્ય કુંટુબનો મારી પ્રતિ પૂર્ણ વિશ્વાશ અને પ્રેમછે.

કમલાદેવી—પ્રાણ વલ્લભ, આપના પિતા માતા તથા પ્રજા આપ વિયોગે અપરંપાર દુઃખી છે, ભ્રાત ભીમકુમાર આપની શોધમાં નિકળ્યા છે.

વીરકુમાર—પ્રિય કમલા, મેં માતપીતાને પત્ર લખ્યો છે, ઇશ્વર ફરી શુભ સમય આપશે, ભાત ભીમકુમાર આવી મળે તો કેવું રૂડું પ્રાણ વલ્લભા ચાલો આપણા મહાલયે. (જાય છે)

---

## પ્રવેશ ૪ થો.

---

(વસંત પ્રવેશ કરેછે.)

વસંત—અરે હાય, હાય, હવે મારી શી ગતિ થશે? અરે પાપી દુર્મેદરાય, તેં મને શા માટે તારા પ્રેમ બંધનમાં બાંધી? નિર્દય પ્રધાન, તને આ અબળાની દયા ન આવી? આમ છેકજ દગો દીધો? દુષ્ટ સંગતે મને પણ દુઃખના ફળ ચખાડયાં? અરે હાય હાય.

લલિતા-વસંત— ગાયન.

ફસાવી, ફસાવી, ફસાવી, મુને, દગાથી અતીશે
ફસાવી મુને,
અભાગી પ્રધાને અભાગી કરી, દયા દાર કેરી
દીલેના ધરી;—ફસાવી.

લલીતા—

હવે તું કરે શોક શા કારણે, હવે તો ભજીલે
નિરા કારને—ફસાવી.

વસંત—

કૃપાનાથ થાતું કૃપાળુ હવે; દીનાનાથ થાતું દયાળુ
હવે,—ફસાવી.

ભાષણ—

અરે બેની લલિતા મારા પર દુઃખનો ડુંગર તુટી
પડયો. હાય હાય.

લલિતા—બેની, હવે નકામો શોક શા માટે કરેછે, મુખ આગળ અલ્પ અમૃતવાળો, છતાં હલા હલ વિષથી ભરેલો એ ઘડોછે એમ તું જાણતી નહોતી ?

શું વૃદ્ધ ચાણુકયને

परोक्षे कार्य हंतार, प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत्ता दृशंमित्रं, विषकुंभं पयोमुखम् ॥

આ અત્યુતમ શ્લોક તું વીશરી ગઇ ?

વસંત— હા બેન મદનમદમાં ડુબેલી વસંતને એ શ્લોકની તદન વિસ્મૃતિ થઇ.

લલિતા—નીચની સંગતનું ઉતમ ફલ કયાંથી, છેવટ

બુરાની સંગતનાં બુરાં ફળ દુષ્ટની સોબતથી ગમે તેવો સ-જ્જન માણસ પણ શંકટમાં આવી પડેજ, માટેજ સુગ્ન શાસ્ત્ર-કારોએ દુર્જનથી સદા વિમુખ રહેવા સુચવ્યું છે.

વસંત—એ સર્વ સત્ય, પણ પાણી પીને ઘર શું પુછવું ?

( એટલામાં પોલીસ પ્રવેશ કરેછે )

૧ પોલીસ—પકડો એરંડાને, એજ દુષ્ટ દુર્મદરાય ની-રખાત વસંત.

૨ પોલીસ—સારૂં થયું કે આ સ્થેળજ મળી નહીતો વળી વધારેવાર ભમવું પડત.

વસંત—( પોલીસ બાંધે છે એ વેળા ) અરે રાજ્ય ના નિમકહલાલ નોકરો હું કોઇ પણ પાપ કર્મથી તદન અ-જ્ઞાન છું.

૧ પોલીસ—એ સર્વ મહારાજ સન્મુખ જણાશે, હમણાં તો અમારે રાજ્યનો હુકમ બજાવી તને કારા ગૃહમાં લઇ જવી જોઇએ, ચાલ જલદી આગળ થા.

વસંત— ગાયન.

શું કરૂ, ક્યાં જાઉં અરે હાય શું થશે જગકીરતાર,
પાપીનાં પ્રપંચે, નીચની સંગતે થયા આ બુરા હવાલ,
હું બાપી, દુખીઆરી, હિણુ ભાગી, છું નારી;
શરણું આવું જગદાધાર—અરે હાં હું બાપી-શું કરૂં.
નિર્લજ નીચના દુષ્ટ દગાના, કારણ થઇ છું હેરાન,
દોશ ક્ષમા કરી હેમ લાગી જરી સ્હાય કરો હે

દયાળ—અરે હાં નિર્લજ—શું કરૂં.

---

## પ્રવેશ ૫ મો.

---

(બંદીખાનું) વસંતને પોલીસ પકડી લાવે છે.

દુર્મદરાય—(ઉઘાડે માથે અને બેહાલ સ્થિતિમાં)

દુર્મદરાય— ગાયન.

હાય નડયાં મારાં કર્મઆ, યૌવન વનના મદમાંયજી,
શોક કર્યે હવે શું વળે, ચક્ષુ છતાં થયો અંધજી
—હાય.

વસંત—

શોક હવે શા કામનો, માન્યાં નહીં મુજ વેણુજી,
મુર્ખ બની કાં બાંધી નહિ પાણી પેલાંથી પાગજી
—હાય.

દુર્મદરાય—

લુણ હરામી થાતાં નહિ, લજ્જા માની લવલેશજી
—હાય.

વસંત—

શોક હવે શા કામનો, માન્યાં નહિ મુજ વેણુજી
—હાય.

અરેરે દુર્મદરાય મને શા માટે ફસાવી ! મારાથી

કેમ કપટ રચ્યું? આ અબળાને દગો દઈ ઉંડા કુવામાં ઉ-તારતાં જરા પણ દયા ન આવી [રડે છે]

**દુર્મદરાય**—(દુખનો પોકાર કરતાં) અરે વસંત, વસંત, મારૂં આવી બન્યું! મેં ઘોર પાપ કર્મ કરતાં પાછું પગલું ભર્યું નહિ, તેથી આ દુઃખદફળ પ્રાપ્ત થયું.

**વસંત**—પાછળ મતિ શા કામની, પ્રથમથી ચેત્યા નહિ.

**દુર્મદરાય**—હવે મને કાંઇ સુઝતું નથી, ચોદસ ઘોર અંધકાર પ્રવર્તતો દેખું છું, આ કાળપમ કાળા ગૃહમાંથી કોઈ છોડાવે! હું તેનો મર્ણ પર્યંત દાસ થઇ રહીશ.

( બંન્ને રડે છે પોલીસ ધકકા મારી અંદર દાખલ કરે છે. )

[દેવજી પ્રવેશ કરે છે.)

**પોલીસ**—હોલ્ડ, હુકમ્સ ધેર.

**દેવજી**—સબજેક્ટ.

**પોલીસ**—અચ્છા.

**દેવજી**—( નજીક આવી પૈસાની એક થેલી કાઢીને સીપાઇ સાહેબ આ થેલી લ્યો.

**પોલીસ** —કોન દેવજી હય!

**દેવજી**—જી હાં સીપાઇ સાહેબ.

**પોલીસ**—એસી રૂશ્વત લેનેકા જેઇલર સાહેબકા હુ-કમ નાંહિ.

**દેવજી**—લ્યોને હવે, જેઇલર સાહેબ ક્યાં જાણ-વાના છે.

**પોલીસ**—( થોડી આનાકાની કરી પૈસા લે છે ) દુર્મદરાયકી સાથ થોડી વાત કરકે ચલ જાઓ.

( દુર્મદરાય જેલમાંથી બહાર આવે છે, દેવજી તેની સાથે વાત કરવા જાય છે એટલામાં,)

**પોલીસ**—( આગ તેમ જોઇ કાંઇ શક જવાથી ] અરે દેવજી, અભીસે અભી બ્હાર નીકલકે ચલ જાઓ, જેઇલર સાહેબ આતા હે.

દેવજી—[ ધ્રુજવા માંડે છે ) વોય—મારા—બાપ. હવે દુર્મદરાય સાથેજ આ બંદીખાનામાં.

જેઇલર—( પોલીસ સાથે પ્રવેશ કરીને ) અરે આ મુઠ જેવું કોણ ઉભું છે.

જેઇલર— ગાયન.

કોણ છે હરામી દુષ્ટ પાપી નીચ આશમે,
આશમે આશમે મુર્ખ અત્ર કાં ભમે—કોણ,
કોણ ચોકીદાર !

પોલીસ—જી સાહેબ.

જેઇલર—

ધીક જા ગમાર, લાંચ લહી;
રાજ્યનું અનિષ્ઠ ઇચ્છનાર કોણ.

**ચોકીદાર**—

માફ માફ માફ જેઇલર—કેમ કરૂં માફ
,, ,, ,, હવે કરૂં સાફ લાંચ.

[ ધ્રુજતાં દેવજીને પકડે છે અને બાંધે છે. )

**જેઇલર**—[ ચોકીદાર પોલીસને ) હરામી આ પ્રપંચી દેવજીને કેમ દાખલ થવા દીધો છે ! ગધ્ધા, નિર્લજ નફ્ટ દુર્મદરાયનો એ ખાનગી નોકર છે,

હું એ કાફરને જાણું છું. લાંચ ખાઉ પોલીશ, કહી દે શીરૂશ્વત મળી છે? ( પોતાની સાથેના પોલીસને ) નવા પહેરેગીરને બોલાવી લાવો, અને આ પોલીશ તેમજ દેવજી બંન્નેને લઇ જાઓ કાલે ન્યાય મંદીરમાં હાજર કરજો ( જેઇલર જાય છે )

**પોલીશ**—( બંન્નેને બાંધી લઇ જાય છે )

ગાયન.

વાવા કેવી કૂજેતી પાપીતણી (૨) પાપીતણી
વાહ પાપીતણી, વાહ પાપીતણી, વાહ પાપીતણી
—વાવા કેવી.
દુષ્ટ છતાં દીલમાં નવ લાજે, પડે કુપ શું જાતે ખણી
વાહ જાતે ખણી, વાહ જાતે ખણી–વાવા કેવી–(જાયછે.)

---

## પ્રવેશ ૬.

---

( ભીમકુમાર પ્રવેશ કરે છે. )

**ભીમકુમાર**—દેશાટન કરતો કરતો ઘણે દૂર આવી પહોચ્યો, તો પણ વડીલ ભ્રાતાનો પત્તો મળ્યો નહી. આજે પ્રભાતમાં ચંદ્રનગરના નાગરિકોના મુખથી એક તરૂણ વીર

પુરૂષના વખાણ મેં સાંભળ્યા. કદાચ તેજ બંધુ વીરકુમાર હશે, તે વીર યુવાન, બહાદુર, ક્ષત્રીપુત્ર છે. એનો સ્વર મારી કર્ણેંદ્રિયને અથડાયો ત્યારથી તેજ મારો પરમપ્રિય બંધુ એમ મને નક્કી થઇ ચુક્યું છે, હવે સત્વર ચંદ્રનગર જઇ તપાસ કરૂં ( ચાલતો થાય છે એટલામાં કોઇનો અવાજ સાંભળવા-થી ચકીત થઇ ઉભો રહે છે )

**વીરકુમાર**—( ગાતો ગાતો પ્રવેશ કરે છે )

**ગાયન.**

શી કુદરત છે ઇશ તારીરે-વાવા-જગ્તપતિ.
ભરજંગલમાં ભુલો પાડયો, માતતાતથી વિમુખ રાખ્યો,
અંતે મળી મમ પ્યારીરે-વાવા જગ્તપ્રતિ-શીકુદરત
તુજ કૃતિ મુનીવરે ન જાણી, તો શું હું પામરપાણી,
દયા કરો રહેમ આણીરે-વાવા જગ્તપતિ-શી કુદરત.
સુરપતિ ભુદરને મદહારી, શરણુંગતનાં છો સ્હાયકારી,
નમું છું નેક ન્યાઇરે-વાવા જગ્તપતિ-શી કુદરત.

**ભીમકુમાર**—( વિચાર કરે છે ) આજ બંધુ, કદાચ તેજ વીરકુમાર નાના ન હોય. [ વીરકુમારને ) કુમાર શ્રી આપ કોણ છો ?

**વીરકુમાર**— [ જે લાંબો વખત થયા ભીમકુમાર સામે જોઇ રહ્યો હતો તે ) ભ્રાતા ભીમ, નિશંક રહે. હુંજ તારો ખોવાયેલો બંધું વીરકુમાર [ ભેટી પડે છે ) ધન્ય છે તારી હિંમતને, આટલી લઘુ વયે તું હિત ભાગી ભાઇની શોધમાં નીકળ્યો ! તને સહસ્ત્ર કોટી ધન્યવાદ ઘટે છે.

**ભીમકુમાર**—પરમપ્રિય મોટાભાઇ, એમાં મેં કાંઇ

પણ વિશેષ કર્યું નથી, બંધુધર્મ બજાવવો એ મારીજ નહિ પણ સર્વ કોઇ મનુષ્યની ફરજ છે, ઇશ્વર સદ્ વર્તનથીજ રાજી રહે છે.

**વીરકુમાર**—તોપણુ:—

**ગાયન.**

તુજને ધન્ય છે પ્યારારે, તુજને ધન્ય છે વ્હાલારે,
ક્ષત્રીની રીતને જાણી તેં પ્યારા, ઉપજે પ્રેમ અપાર,
કષ્ટ સહ્યું મુજ માટે વ્હાલા, કેમ ભુલુ ઉપકાર-તુજને.
મંગળ દહાડો આજતણો, હું જાણું દીલમોઝાર,
હર્ષ ધરીને બાંધવ મારા, ભેટું વારંવાર-તુજને.

**ભીમકુમાર**—વડિલ બંધુ, મારાં વ્હાલાં ભાભી ?

**વીરકુમાર**—કમલાદેવી મને આવી મળ્યાં છે.

**ભીમકુમાર**—હેં ! હેં ! શું કહ્યું ! હું સાનંદાશ્ચર્ય પામું છું, દેવી કયાં છે ? શું કાશાયાંબરધારી—

**વીરકુમાર**—વેશમાં જતો.

**ભીમકુમાર**—હા, શુદ્ધ પ્રેમીલી ક્ષત્રીઆણી તો કમલાદેવીજ, તારાં જેટલાં વખાણ કરૂ તેટલાં ઓછાંજ છે.

**વીરકુમાર**—ભ્રાતા હવે નગરમાં ચાલો, પિતાશ્રીને મંગળ સમાચાર પત્રદ્વારા નિવેદન કરીએ.

**ભીમકુમાર**—બાંધવ ચાલો. એ અગત્યના કાર્યને વિલંબ થવો ન ઇએ. આપણું સૈન્ય પાછળ છે તે વિજયકુમાર સહ સાયંકાળે ચંદ્રનગર આવી પહોંચશે. (જાય છે)

---

# પ્રવેશ ૭ મો.

---

પદ્માવતી દાસી સહ પ્રવેશ કરે છે.

**પદ્માવતી**—આલી અર્વિંદનેણી, વિષયી વસંતના કેવા બુરા હવાલ થયાં, તે તેં જાણ્યું કે ?

**અર્વિંદનેણી**——હા બેન, એ વસંતને શીખામણ દેઇ દેઇને મારી જીભનો તો કુચોજ રહી ગયો, તો પણ તેણે માન્યું નહી. ત્યારે આપણે શું કરીએ ?

**પદ્માવતી**—ઠીક, પણ લે આ લલીતા આવી, (લલીતાને ) કેમ શું કરી આવી !

**લલીતા**—કાર્ય સિદ્ધ કરી આવી છું. બાઈ લ્યો આ પત્રી, તે એમનાજ દસ્કતની છે.

**પદ્માવતી**—શું મારા પ્રીતમના ? લાવ જોઉં

**લલીતા**—હા, એમનાજ. લ્યો [ આપે છે ]

**પદ્માવતી**—[ પત્ર અધીરી થઇ લેતાં લેતાં ] હવે જા વળી પ્રસંગે તેડાવીશ.

**લલીતા**—[ પ્રણામ કરી જાય છે ]

**અર્વિંદનેણી**—( હસીને ] બેન હું પણ રજા લઉં છું.

**પદ્માવતી**—લે, લે આર્વિંદનેણી. મશ્કરી નહી કરત ને ક્યાં જવાનું કહું છું ?

**અર્વીંદનેણી**—ઠીક, પત્ર સાંભળીને જઇશ. પછી કાંઇ ?

**પદ્માવતી**—હા હવે ઠીક લે સાંભળ ત્યારે. ( કાગળ વાંચે છે )

ગાયન.

પ્રીતિ ખચિત ચિત નિત નિત તલસતું,
તન મન ધન સહુ પ્રીત, પ્રીયે પ્યારી તન મન ધન
સહુ પ્રીત.
પ્રીતિ ખચિત તમ, દીલ વસીછે મમ, મુખ હસિત
જ્યમ, પ્રફુલ કમળ ત્યમ,
મધુર મધુર સ્વરચિત હરણ કર, પ્રેમ ભરી મન
માંહિ ઠરી ખરી,
મોહી રહ્યો જીવજાન જોઇ જોઈ-પ્રીતિ.

વિશેષમાં મમ પરમ પ્રિય કાન્તા કમલા દેવી અત્રે આવેલ છે, મેં પ્રિયાને અથેતી સર્વ સમાચાર નિવેદન કર્યા છે ઇશ્વર ઇચ્છા તો પરિણામ શુભજ આવશે.”

“લી. હિતેચ્છું વીર”

**અર્વીંદનેણી**—લ્યો બેન, જોયો આ પ્યારાનો પ્રેમ, ખરો પ્રેમરસ તો આજ બીજાં બધાં-[ બન્ને ) થોથાં. [ એટલામાં લલિતા પ્રવેશ કરે છે ]

**લલીતા**—( હર્ષઘેલી ) બહુ આનંદની વાત છે, મંગળ સમાચાર લાવીછું.

**અર્વિંદનેણી**—એવા મંગળ સમાચાર શા છે ? આટલી હર્ષઘેલી કેમ થઇ છે ?

**લલીતા**—હવે પદ્માવતી બાના વિવાહનું નક્કી થઇ ગયું જ સમજ ( પદ્માવતીને ) કેમ બેન ખુશી થયાં કે !

**પદ્માવતી**—( હસતાં હસતાં લલીતાને જરા ધપ્પો

મારીને ) લે, જાજા ઘેલી શરમા એવી વાત મારી પાસે નહી કર.

**લલીતા**—જવાઘોને, એતો બધું.

**અર્વીંદનેણી**-ઠીક ઠીક પછી શું ? તુ તારે કહેને. એતો પદ્માવતી બેનનો સ્વભાવ જ શરમાળ છે

**લલીતા**—શું શુ! પદ્માવતીના પ્રીતમ વીરકુમાર કનકપુરના યુવરાજ છે.

**પદ્માવતી**—( એકબાજુ ) આ તો મંગળજ થયું હવે શરમ રાખવામાં સાર નથી. ( પ્રકાશ ) હેં ! હે ! શું કહે છે ! ફરી ફરી.

**લલીતા**—( આર્વીંદનેણીને ] જોયું. ખરે વખતે મુખાર્વિંદ કેવું પ્રફુલીત થયું ?

**પદ્માવતી**—નકામી ગોષ્ટી નહી કર. જે કહેવાનું છે તે કહેને ?

**લલીતા**—સાંભળો ત્યારે, વીરકુમારના નાનાભાઇ ભીમકુમાર વડીલ ભાઈને શોધતા શૈન્ય સઃ ચંદ્રનગર આવી પહોંચ્યા છે.

**અવિંદનેણી**—ત્યારે તો ઘણુંજ ઉત્તમ, કેમ પદ્માવતી બા, હવે તો અશ્વકુમારકાકાની પુત્રી મોહનાના વિવાહ—

**પદ્માવતી**—ભીમકુમાર સાથેજ તો.

**લલીતા**—હા હા, એતો બેસતે બેસતુંજ. દુધમાં સાકર ભળશેજ.

**પદ્માવતી**—ચાલો એનો. આવા આનંદ જનક સમાચારથી એ મોહનાને વિમુખ રાખવી નહિ જોઇએ. (જાય છે.)

---

# પ્રવેશ ૮ મો.

---

વીરકુમારના મહેલનો એક ઓરડો.

**બાલસિંહ**—( કઠીઆરો )—એકલો—પરમ સ્નેહી વીરકુમાર કનકપુરના યુવરાજ ! આહા કેવી કરૂણાર્ણુવની કરૂણા મારાપર, મારા સદ ભાગ્યેજ એ ભાગ્યશાળી મિત્ર મળ્યો, એ વીરસઃ હવે તો કનકપુર જવાનું થશે, હાલ વીરકુમારને દેવી કમળાદેવીનો માની તો હું થયો છું, કનકપુર પહોંચ્યા પછી રાજ્ય કુટુંબની પરિપુરણ મહેર મારા પર થશે આ સર્વ ચિન્હ શું નિરાધાર બાલસિંહનો ભાગ્યોદયથીજ સુચવતાં ? ( જરા વિચાર કરીને ) હા. પણ બરાબર યાદ આવ્યું, માતુશ્રીએ મર્ણકાળે સોંપેલી પેટી તપાસું [પેટી લેવા જાય છે. ]

**વીરકુમાર**—( પ્રવેશ કરીને ) આહાહા, રસીલી પદ્મા શો તારો પ્રેમ ? ખરેખર.

**ગાયન.**

છબીલી તેતો પ્રેમના બંધનમાં બાંધી લીધો,
બંધમાં બાંધી લીધો;--છબીલી.
પ્રીતિની પ્યાલી, કરશું ઝાલી,
સ્નેહાધીન થઇ આપી તાલી,
ગુણ ભરી ગજગામી ન્યાલી,
વીર છતાં વશ કીધો રસીલી વીર છતાં વશ કીધો રે,
બંધનમાં બાંધી લીધો (૨) છબીલી. ( એક બાજુ ઉભો રહે છે )

**બાલસિંહ**— ( પ્રવેશ કરીને ) પેલી પેટી ખોલી જોતાં આ ઉમદા દાગીના હાથ લાગ્યા, ખરેખર તે દાગીના કોઈ રાજવંશીના હોવા જોઇએ, તોપણ આ પત્રો વાંચી જોવાથી વધારે માહીતી મળશે, પત્રો પણ પેટીના ખાનામાં બહુ સંભાળથી મૂકેલા હતા, માટે ખરા ઉપયોગના તો તેજ હશે.

( પહેલો પત્ર વાંચે છે ) " મહાશય પૃથ્વીરાજ "

" આજની સભામાં માહારાજ રાજેંદ્રસિંહનો કોપ આપનાપર વિશેષ થયો છે, ખટપટી હજુરીઆ કાનભંભેરવામાં બાકી રાખતા નથી.

લી. શુભેચ્છક જયરાજ.

„ —( સ્વગત ] અરે આ પત્રમાં તો હું કશું સમજ્યો નહી, રાજેંદ્રસિંહ કોણ ! વળી શુભેચ્છક જયરાજ કોણ હશે ? બીજો પત્ર વાંચતાં કદાચ વધારે ખુલ્લું થશે. (બીજો પત્ર વાંચે છે ) " મહારાય પૃથ્વી રાજ " "ચંપાદાસી પર આપે બળાત્કાર કર્યો એવી તર્કટી બીના દુષ્ટ ખવાશો એ રાજેંદ્રસિંહને ભરાવી છે, ચંપાને પણ આમ તેમ લાલચમાં નાંખી રાજાજી પાસે ખોટી બાબત ને સાચી ઠરાવવા યુક્તિ રચાવી છે, રાજર્કિય કાર્યમાં આપના અપાર બુદ્ધિથી દુષ્ટ હજુરીઆ કોઈ કાવતરાંમાં ફાવતા નથી માટેજ આ છેલ્લો ઉપાય યોજ્યો છે, આપ મહાશયને યોગ્ય લાગે તેવાં પગલાં ભરશો "

" લી.-હિતેચ્છું જયરાજ. "

**વીરકુમાર**—(ચોકીને) મિત્ર, મિત્ર, એ પત્ર ફરી વાંચ, તારો ભાગ્યોદય એ પત્રમાંજ છે.

**બાલસિંહ**—પ્રિયયુવરાજ, આપ ગમે તેમ કહો, પણ

હુતો એકે પત્રમાંથી કશું સત્ત્વ ગ્રહણ કરી શકતો નથી. આ છેલ્લો પત્ર વાંચી રહું એટલે આપ કહેશો તેમ કરીશ.

[ત્રીજો પત્ર વાંચે છે] "મહાશય પૃથ્વીરાજ"

"હવે સત્તર દિવસઃ કનકપુર તજી નિર્જન સ્થાનમાં જઈ રહો નહિ તો નિરપરાધી છતાં સંકષ્ટમાં આવી પડશો, આ વેળા દુષ્ટ પ્રબળ, એટલે સત્ય તરવાનું નથી.

"લી. શુભાકાંક્ષિ જયરાજ"

**વીરકુમાર**—આ હાહ હા ! (ભેટપડીને) પરમ પ્રિય-સ્નેહી, તું કઠીઆરો નહિ પણ ખરો રાજબીજ, ખરોક્ષત્રી કુળદિપક, કાકા પૃથ્વીરાજ મારા પ્રપિતાશ્રીના મુખ્ય માંડળિક હતા, જયરાજ સેનાપતીની અને તેમની એક ગાંઠ હતી તેથીજ તે દુષ્ટના દગાથી બચ્યા. પ્રપંચી, કૃતઘ્ની હજુરીઆએ ચંપાદાસીસ તેમને ગુપ્ત સહવાસઃ છે એવું તર્કટ રચ્યું હતું અપકીર્તીની કાળીટીલી કપાળમાં ન ચોંટે માટેજ તેમણે કનકપુર તજી વનવાસ કર્યો હતો.

**બાલસિંહ**—શું પૃથ્વીરાજ મારા પિતાશ્રી ! શું તે કનકપુરના રાજાના મુખ્ય માંડળિક !

**વીરકુમાર**—બાંધવ, કાકા પૃથ્વીરાજ ॥ કુળદિપક બાલસિંહ, તારી અમુલ્ય જાગીર કનકપુર જઈ, બાપુને કહી, હું તારે હસ્તક સોંપવીશ.

---

## પ્રવેશ ૯ મો.

........

રાજા કનકસેન કેટલાએક આર્ત્ત જનસઃ પ્રવેશ કરેછે.

**કનકસેન**—પ્રધાનજી ભીમકુમારની હિમ્મતને ધન્યવાદ ઘટે છે.

**પ્રધાન**—હા મહારાજ ખરેખર આપના કુળદિપક બંન્ને કુમારો પ્રતાપીજ થશે. અને આપના નામને તેગજ ચંદ્રકુળને શોભાવશે.

**કનકસેન**—વ્હાલા પુત્રોના સુખ સમાચાર પત્રદ્વારા મળતાં હું પુનર્જીવિતને પામ્યો હોઉં એટલો હર્ષ મને થાય છે, વળી પુત્ર વધુના પણ કેટલાં વખાણ કરૂં ? ધન્ય ખરી ક્ષત્રીયાણીને !

( એટલામાં જાસુસ પત્ર લઇ પ્રવેશ કરે છે )

**કાસદ**—મહારાજ સુપાત્રસિંહનો આ મંગળપત્ર (પ્રણામ કરી પત્ર આપે છે)

**કનકસેન**— ( પ્રધાનજીને પત્ર વાંચવા આપેછે )

**પ્રધાન**-(વાંચેછે) "કનકપુરના ચંદ્રકુલદિપક પૃથ્વીપતિ"

**ગાયન.**

શ્રી ચંદ્રનગરથી પત્ર વિનયથી ઝાઝા,
લખીતંગ સુપાત્ર પ્રણામ કનક મહારાજા.
(લખવા કારણ) મુજ શાણી પુત્રી ગુણવંતી પદ્મામેં,
અર્પી વીર વીરકુમાર આપ નંદનને.

**કનકસેન**—( વાહ ? વાહ ? ઘણાજ શુભ સમાચાર )

**પ્રધાન**— **ગાયન.**

સહુ સાજન સંગે અત્ર આગમન કરવા,

આમંત્રણ પત્રી તંત્ર લખી મન કરવા.

લી. સુપાત્ર સિંહ.

**કનકસેન**—પ્રધાનજી, હવેસત્વર ચંદ્રનગર ઉપડવા તૈયારી કરો, હર્ષજનક સમાચાર દાશદ્વારા અંતપુરમાં નિવેદન કરો અને આપણા માણસોને આજેજ તૈયાર થઇ ચંદ્રનગર જવા શાગ ન કરો ?

**પ્રધાન**—આજ્ઞા કૃપાનિધિ. [ સર્વે જાય છે ]

---

# પ્રવેશ. ૧૦

---

બ્રાહ્મણો.

૧ બ્રાહ્મણ—કેમ લાડુભટ આટલી બધી શી ધમાધમ ?

**લાડુભટ**—એતો એજતો રાજાની કુંવરી પદ્માવતીના વિવાહ છે એટલે પાણી પીવાની પણ અવકાશ નથી.

૧ બ્રાહ્મણ—બરાબર, આપણે બ્રાહ્મણને તો ઘી ભર્યાં લાડુ મળે એટલે પાણી નહિ જોઇએ.

૩ બ્રાહ્મણ—( પ્રવેશ કરીને ) કેમ ભુદેવો, શા વિચાર ચાલે છે.

૪ બ્રાહ્મણ—[ પ્રવેશ કરતાં કરતાં ] પેટમાં પાચનના ક્રિયા પુરી થઇ નથી, તે પહેલાં વળી ફરી જમવું પડશે તેનાજતો. હલ બીજા શા હોય ? [ લાડુભટને ] કેમ ભટજી પાચન ચુરણની ગોળા ખાશો ?

**લાડુભટ**—પેટમાં તલપુર જગ્યા ખાલી નથી, [ આ-

ઠકાર ખાઇને ] તો ગોળાતો કયાંથીજ સમાય. વળી ગોળી ખાઇ એતો તો એક લાડુજ વિશેષ નજીમીએ કેમ બોલતાં નથી ?

બ્રાહ્મણો ગાયન

બ્રાહ્મણો— ગાયન.

[લાડુ લાડુકેરી વાત, કરવી રુડી દીને રાત (૨)
સુરમેશ્વર પર ચઢાઇ કરૂં, ત્યાં વિજય રૂપ સાક્ષાત,
લાડુનો લડવૈયો પુરો (૩) શાક દાળને ભાત—

લાડુ લાડુ.

પોલીસ[ પ્રવેશ કરીને ]—મહારાજો, શા વિચારમાં મસ્ત બન્યા છો ?

૧ બ્રાહ્મણ—લાડુનાજતો, ચાલો મારી સાથે લાડુ યુદ્ધ કોણ કરવા તૈયાર છે ? હોડી સુધી ખાવા હું તૈયાર છું

લાડુભટ—એમ નહિ બોલ પચીશ હું ખાઉં કહો બીજો કોણ સરસાઇ કરવા હીમત ધરેછે ?

પોલીસ—મહારાજો, હવે ચાલો, લગ્ન ગોધકછે, એટલે સમયને હવે વાર નથી. સભામંડપ તૈયાર થઇ ગયો છે.

બ્રાહ્મણો—ચાલો ભાર. [ એમ કહી સૌ જાયછે ]

---

## પ્રવેશ ૧૧ મો

---

સભામંડપ

પ્રધાન—(સુપાત્રસિંહનો) મહારાજ કનકસિંહ, આ-

પ્રજા, જયેન્દ્ર કુમાર, વીરકુમાર દીન દુઃખ નિવારણ કરવામાં, શદા તત્પર છે, સ્વાર્થ સમજ્યા નથી, પરમાર્થમાં સદાકાળ મગ્ન રહે છે. સૂર્ય કોઇ વખતે રાહુ ગ્રસ્ત થાય છે, તથાપી આર્યવીર વીરકુમારનું શૌર્ય કશાંથી ગ્રસ્ત થયું નથી, થવાનું નથી. નિરંતર આત્મ સમર્પણ કરી ક્ષત્રીકુળને દીપાવનાર એજ વીર છે; તેઓ મારાસ્નેહી સિરોજ સુપાત્ર સિંહની પ્રીતીના પાત્ર થયા છે, મારેજ તેમને યોગ્યવર જાણી પોતાની તેજ મયી, ગુણવતી, આનંદદાયીની, એકતીએકનંદિની, પદ્માવતી મહારાજાધિરાજ તેમનેજ સમર્પણ કરે છે. [ સૌ હર્ષથી તાળી પાડે છે. ]

સુપાત્રસિંહ—અને આ ચંદ્રનગરનું રાજ્ય પણ કન્યાદાનમાં તેમનેજ અર્પણ કરૂં છું.

કનકસિંહ—દીર્ઘબાહુ સુપાત્રસિંહ, મારાપુત્ર વીરકુમારે ક્ષત્રીધર્મ સમજ્યો તેમાં કંઇ વિશેષ્ય કર્યું નથી.

અશ્વકુમાર—[ ઉભા થઇને ] શુભોત્સવ સમયે મળેલા સર્વ સભા જનોને વિદિત કરવા આજ્ઞા લઉંછું, કે આ મંગળ સમયે મમ પ્રાણાધિક પ્રિય મોહની સમાન, લાલિત્યવાળી, મોહના હું કનકસિંહના શુરવીર અને વયમાં નાના છતાં સિંહસમાન બાહુ બળવાળા ભીમકુમારનેજ અર્પણ કરી અત્યાનંદ પામું છું. [ સહુ હર્ષગાન કરે છે. વાહવા ! વાહવા ! [ પદ્માવતી વીરકુમારને વરમાળા આરોપે છે ]

કંચનીઓ— ગાયન.

બહુ પ્રસન્ન પ્રસન્ન સહુ સભાસદો (૨)
સભાસદો, સાહુ સભાદો—બહુ.
રાજ ભવોભવ રાજ્ય કરો તમ,

માટે પતિ દુઃખ દિનુજ ધુ હરો—બહુ.
વીર ખરા 'વીર' 'ભીમ' જગમાં,
પ્રેમી પ્રિયા પ્રિયા સુખી સુખી રહો—બહુ.
મંગળકર ભવભય હર દુઃખ હર,
જય જય નટવર પ્રબળ વહો—બહુ.

વીરકુમાર—(રાજ્યાસને બેસી) પ્રધાનજી ?

પ્રધાન—મહારાજ.

વીરકુમાર—દુર્મદરાયને વસંત સઃ હાજર કરો !

(પ્રધાન નોકરને ઈસારો કરે છે એટલે દરવાન દુર્મદરાય અને વસંતને હાજર કરે છે.)

વીરકુમાર—દુર્મદરાય, તમોએ દુર્મદમાં આવી, સુપાળસિંહ મહારાજના રાજ્યને પાયમાલ કર્યું છે, પ્રજાને પીડા કરી છે, એકવાર મને પણ દેશનિકાલ કરાવવા તત્પર થયાં તથાપિ અંતે ધર્મનોજ વિજય થયો, પાપનો લય થયો. તમોએ કારાગૃહનું અપરંપાર સંકષ્ટ ભોગવ્યું એ કાળ વ્યતિત થયો છે, હવે ચંદ્રનગરની સમીપમાંજ એક ઉત્તમ જાગીર તમને સોંપુ છું, સુખે ત્યાં રહી પરમાત્મા ભજો.

દુર્મદરાય—રાજેન્દ્ર હું સવિનય પ્રણામ કરી, મારા ઘોર કર્મનો પસ્તાવો કરૂં છું હવે મને સંચય લોભની, લક્ષ્મીની કે અન્ય અપેક્ષા નથી. હવે તો કાશી ક્ષેત્રમાં જઈ વિશ્વપતિ વિશ્વાધારના ચરણ કમળમાં મારો દેહ સમર્પણ કરી પાવન થવાનીજ માત્ર ઇચ્છા રાખું છું.

વીરકુમાર—સુખથી કાશી ક્ષેત્રમાં જઈ, આ અંધાર સજી પાપ મુક્ત થાઓ. [વસંતને] વસંત, તને તારા પાપ

કર્મનો પસ્તાવો થાય છે એટલુંજ બસ છે, તને સર્વ રીતે માફી આપવામાં આવે છે.

વસંત—આપ મહારાજના પ્રતાપે હું સદમાર્ગને પામીશ. આ વેળા મને કેટલો હર્ષ ઉભરાય છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી.

સર્વપાત્ર— ગાયન.

કરતાં પૂરણ બોધ સુખદ, આ ભજુ વિશ્વ આધાર,
મ્હેર કરીને અમપરી, આ અરપી બુદ્ધિ સાર,
ટળી ભીતી, શુભ રીતી, ખરી પ્રીતિ, મળી નીતી,
ધરીને દ્રષ્ટિ ઉર અમારી, કષ્ટ કાપ જગરાય—કરતાં
પાત્ર જનની ખામી દ્દીઠે, હોય કરો સહુ માફ,
માફ—માફ—માફ—કરતાં.

નવિન વીરકુમાર નાટક સમાપ્ત.



# અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર
# ના નામ.

---

મોટી ઈસ્પીતાલ.

૬૫ રા. રા. હરીપ્રસાદ શંકરલાલ.

ટીંબાપોળ

૧૦ રા રા વ્યાસ કેશવલાલ કીરપાશંકર

હરમાનવાળી પોળ

૧ રા રા મહતલાલ બદ્રીનાથ

રાજામેતાની પોળ

૧ રા રા રેવાશંકર જગજીવન

લાંબેસર

૧૦ રા રા હરીલાલ મોતીલાલ

૧૦ રા રા મણીલાલ હઠીસંગ

૧ રા રા ભોગીલાલ પરસોતમ

ચંપોળ

૧ રા રા મંગળભાઇ સાંકળચંદ

૧ રા રા કેશવલાલ મુળચંદ

૧ રા રા જેઠાભાઇ નથુભાઇ

પંચભાઈની પોળ

૧ રા રા વાડીલાલ પોપટલાલ

૧ શા શા સાંકળચંદ દલસુખ
૧ શા શા નાનાલાલ પુંજાલાલ
૧ શા શા સકરાભાઇ કેશવલાલ
૧ શા શા વાડીલાલ નથુભાઇ
૧ શા શા ગીરધરલાલ નગીનદાસ
૧ શા શા બાપાલાલ ગીરધર
૨ શા. શા. મુળચંદ ચુનીલાલ

ખારાકુવાની પોળ

૫ શા શા હીરાલાલ મુળચંદ

સસપર લવાર શેરી

૧ શા શા નાનાલાલ હરીશંકર

શાહપુર મંગળપારેખના ખાંચે

૫ શા શા વાડીલાલ ગીરધર
૧ શા શા નરોતમ ઉમેદરામ
૧ શા શા મફતલાલ મગનલાલ
૧ શા શા ફુલચંદ રણછોડ
૧ શા શા રણછોડ જેઠાભાઇ

મોરબી

૧ શા શા મુળજી દેવચંદ

ધનાસુતારની પોળ

૧ શા શા ચુનીલાલ ગીરધર
૧ શા શા રણછોડલાલ મગનલાલ
૧ શા શા ભોગીલાલ ગીરધર
૫ શા શા માણેકલાલ હરગોવન

૧ રા રા છગનલાલ દલપતરામ

નીસા પોળ:

૧ રા રા હીરાલાલ વાડીલાલ

ટંકશાળ

૧ બાબુ ચુધાલાલ નવલશંકર

જીવણ પોળ

૧ રા રા ચીમનલાલ જેલાજી

ખુખારાની પોળ

૧ રા રા ભાગીરથ પ્રભાશંકર

દેશાઈની પોળ

૨ રા રા બળવંતરાય હીરાલાલ

લાવરીની પોળ

૫ રા રા છોટાલાલ ચુનીલાલ

વડોદરા

૧ રા રા પોપટલાલ મનસુખરામ

દરીયાપર

૫ રા રા વનમાળી પરસોતમ

જુનો માઝનવાડો

૧ રા રા અમૃતલાલ જેચંદ

૧ રા રા છોટાલાલ રણછોડ

૧ રા રા પરસોતમદાસ

પતાસાની પોળ

૧ રા રા ચીમનલાલ કરમચંદ

વસો

૧૦ રા રા ચુનીલાલ સાંકળચંદ

જમાલપર સાળવીવાડ.

૧ રા રા ચુનીલાલ સોમનાથ

હેડક્વાટર

૧ રા રા રહીમભાઇ મુરાદભાઇ

શામળજી થાવરની પોળ

૧ રા રા પાનાચંદ માધવજી

લુણસાવાડો

૫ રા રા ચીમનલાલ દલાલ

